# હિંદુસ્તાનનો મુસલમાની રાજ્યનો ઇતિહાસ.

પ્રગટ કર્તા

પુરુષોત્તમ કહાનજી ગાંધી. લીંબડી—કાઠિયાવાડ.

તમારી નજરમાં આવે તેટલું મૂલ્ય આપજો। કિંમતનો આધાર આપ
ને પસંદ પડવા ઉપર છે. છૂટક નકલ રાખશો તો
ત્રણ આના લેશું. સામટી નકલ રાખશો
તો સસ્તી આપશું.

પ્રથમાવૃત્તિ. "આર્યોદય" છાપખાનું. ઓક્ટોબર ૧૮૮૯.

Ahmedabad "Aryodaya" Press.

૫૫૩૪

૪૨૫૫

# ગુજરાતી ચોથા ધોરણને ઉપયોગી,

# હિંદુસ્તાનના ઇતિહાસનો સાર.

(ગુજરાતના ઇતિહાસના વિશેષ સંબંધમાં)



## પ્રકરણ પેહેલું.

## ગુજરાતમાં મુસલમાની રાજ્ય.

ઈ. સ. ૧૩૦૪થી૧૭૫૭ સુધી—૪૫૩ વરસ.

### ૧ દિલ્લીની બાદશાહી.

ઈ. સ. ૧૩૦૪—૧૪૦૩—૯૯ વરસ ચાલી.

ગુજરાતના છેલ્લા રજપૂત રાજા કરણ પાસેથી દિલ્લીના બાદશાહ અલાઉદ્દીને ઇ. સ. ૧૩૦૪ માં ગુજરાત જીત્યો, ત્યારથી ગુજરાતમાં મુસલમાની રાજ્ય થયું. દિલ્લીના બાદશાહો પોતાની તરફથી અમલ કરવા સૂબા મોકલતા. પેહેલો સૂબો અલિફખાં ઈ. સ. ૧૩૦૪ માં અને કમાલુદ્દીન ઈ. સ. ૧૩૧૭ માં આવ્યો, ત્યાર પછી મલિકદીનાર, અમદવાઝ, ફરતુલાખાં વગેરે ઘણાક સૂબા આવ્યા; એ સૂબા તથા તાબાના રાજાઓ માંહોમાંહી લડતા તેથી દેશ ઉજડ થતો. એ સૂબા પાટણમાં રહી અમલ કરતા. એમના વખતમાં રૈયત દુઃખી હતી. હિંદુ ધર્મનાં દેરાં તોડવાં, તે પથરાની મસીદો બંધાવવી, લોકોને વટલાવવા અને વેઠ કરાવવી, એ તેમનું મુખ્ય કામ હતું.

—o✻o—

## ૨ ગુજરાતમાં સ્વતંત્ર પાદશાહો.

ઈ. સ. ૧૪૦૩-૧૫૭૩-૧૭૦ વરસ.

ઈ૦ સ૦ ૧૩૯૧ માં જાફરખાન નામે સૂબો ગુજરાતપર આવ્યો. એ વખતે દિલ્લીમાં બીજો મહમૂદ તઘલખ નામે નબળો પાદશાહ હતો, તેથી જાફરખાન સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો; આ વખતથી દિલ્લીના બાદશાહોની સત્તા જતી રહી. ઈ. સ. ૧૪૦૩ થી ગુજરાતની ગાદીએ સૂબાઓનો વંશ ચાલ્યો.

**૧ મહમૂદશાહ ૧ લો**—૧૪૦૩-૧૪૦૭-૪ વરસ. જાફરખાને ૧૪૦૩ માં પોતાના દીકરા તાતારખાનને નાસરૂદ્દીન મહમૂદ એવું નામ આપી ગાદીએ બેસાડચો; તે ૧૪૦૭ માં મુઓ, ત્યારે જાફરખાં પંડે મુજફ્ફરશાહ એવું નામ પાડી ગાદીએ બેઠો.

**૨ મુજફ્ફરશાહ ૧ લો**—૧૪૦૭-૧૪૧૧-૪ વરસ. તેણે ઇડરના રાવ રાયમલજીપર ચડાઇ કરી હરાવ્યો. હિંદુ રાજા અને પ્રજાને બહુ દુઃખ દીધું. સોમનાથનું દેરૂં તોડાવી તેના પથરાવતી મસીદો ચણાવી. તેની રાજધાની પાટણમાં હતી.

**૩ અહમદશાહ ૧ લો**—૧૪૧૧-૧૪૪૧-૩૦ વરસ. એણે આસાવળના રાજા આસાભીલને હરાવી, ત્યાં ૧૪૧૨ માં અમદાવાદ શેહેર વસાવ્યું, ને ત્યાં રાજધાની કરી. હાથમતી નદીને કાંઠે અહમદનગરનો કિલ્લો ઇડરના રાવને વશ રાખવા સારૂ ઇ. સ. ૧૪૨૬માં બાંધ્યો. ધર્મોધપણાથી રૈયતને દુઃખ દીધું. ઇડર, માળવા, ચાંપાનેર, નાંદોદ, બુંદી અને કોટા વગેરે સંસ્થાનોના રાજાને હરાવી ખંડણી લીધી.

**૪ મહમૂદશાહ ૨ જો**—૧૪૪૧-૧૪૫૧-૧૦ વરસ. એ અહમદશાહનો દીકરો થાય. ઇડરના રાજાને હરાવી તેની કન્યા સાથે પોતે પરણ્યો. વાગડના રાજા પાસેથી ખંડણી લીધી. પછી ચાંપાનેરના રાવળ ગંગાદાસપર ચડાઈ કરી, પણ ગંગાદાસની મદદે માળ-

પાનો રાજા હોવાથી મહમૂદશાહ હારીને નાઠો, તેથી અમીરોએ તે બાદશાહને ઝેર દઈ માર્યો. પછી તેનો પુત્ર કુતુબશાહ ગાદીએ બેઠો.

**૫ કુતુબશાહ**–૧૪૫૧-૧૪૫૯–૮ વરસ. એના રાજ્યપર માળવાના રાજાએ ચઢાઇ કરી. પાદશાહે તેને સરખેજ આગળ હરાવ્યો, અને સલાહ કરી. પછી પાદશાહે મેવાડપર ચડાઈ કરી કુંભારાણાને હરાવ્યો.

**૬ દાઉદશાહ**—તેણે માત્ર એક માસ રાજ કર્યું, તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકીને મહમૂદ બેઠો.

**૭ મહમૂદશાહ ૩ જો**:—(મહમૂદ બેગડો.) ૧૪૫૯—૧૫૧૩–૫૪ વરસ. એ કુતુબશાહનો દીકરો ને દાઉદશાહનો ભાઇ હતો. એણે જૂનાગઢ ને ચાંપાનેર નામના બે ગઢ જીત્યા, માટે તે "**બેગડો**" કહેવાયો. ૧૪ વરસની નાની ઉમરે ગાદીએ બેસી બહાદૂરી તથા ડાહપણથી સર્વને વશ કર્યા. ઇ. સ. ૧૪૬૮ માં જૂનાગઢના મંડળિક રાજાને હરાવ્યો; પછી તેનાપર બે વખત ચડાઇ કરી; તેને મુસલમાન કરીને તેનું નામ ખાનજમાન પાડયું. તેની ઘોર અમદાવાદમાં છે. જૂનાગઢમાં નરસિંહમહેતો નામે નાગર કવિ આ વખતમાં થયો. ઇ. સ. ૧૪૮૨ માં ચાંપાનેરના રાજાને મારી રાજ ખાલસા કર્યું. ઈ. સ. ૧૫૦૩ માં ફિરંગી લોકોને હરાવી કાઢી મૂક્યા; એ લોકનો સરદાર આલમેડા મરાયો. વળી કચ્છ, માળવા અને સિંધ પણ જીતી લીધાં. દ્વારકાંની મૂર્તિઓ તોડી મસીદો કરાવી, અને ત્યાંના રાજાને અમદાવાદમાં લાવીને માર્યો. તાબાના બધા રાજાને નમાવ્યા. રૈયતને બહુ દુઃખ દીધું. તેણે મેહેમદાવાદ વસાવ્યું. તે ઘણો બહાદૂર અને પ્રતાપી પણ ધર્માંધ અને નિર્દય હતો.

**૮ મુજફ્ફરશાહ બીજો**—૧૫૧૩–૧૫૨૬-૧૩ વરસ. એ મહમૂદ બેગડાનો પુત્ર હતો. તે બાપ દીકરાની કબર સર્ખે

ઇડરના રાવ ભીમદેવે તથા ચિત્તોડના રાણા સંગે તેનો મુલક લૂટી બહુ પજવ્યો, અંતે મુજફર જીત્યો. માળવામાં આવેલા મુસલમાન રાજાને મેદનીરાય નામે હિંદુ વજીર હતો, તેમને અંદર અંદર બનતું નહીં; રાજાએ મુજફ્ફરની અને પ્રધાને સંગરાણાની મદદ લઇ લડાઇ કરી, તેમાં મુસલમાન જીત્યા. બીજા મુજફ્ફરશાહને ત્રણ પુત્રો હતા, તે એક પછી એક પાદશાહ થયા.

**૯ સિકંદરશાહ**—થોડા માસ રાજ કરી ભાઇઓની ખટપટમાં મુઓ.

**૧૦ મહમૂદશાહ ૪ થો.**—તેને ઉઠાડી તેનો ભાઈ બહાદૂરશાહ તેજ સાલમાં ગાદીએ બેઠો.

**૧૧ બહાદુરશાહ**—૧૫૨૬-૧૫૩૬-૧૦ વરસ. એ મુજફરનો ત્રીજો પુત્ર ઘણો બહાદુર હતો. તેણે માળવા, ખાનદેશ, ને અહમદનગર જીત્યાં. તેના સરદારે ચિત્તોડ જીત્યું. ચિત્તોડના રાજાએ દિલ્લીના પાદશાહ હુમાયુની મદદ માગી. હુમાયુએ ગુજરાત જીતી લીધું. એટલામાં પોતાની રાજધાની આગ્રા તરફ શિરશાહ પઠાણે બંડ મચાવ્યું, તેથી હુમાયુ ત્યાં ગયો, એટલે બહાદુરશાહે ગુજરાત પાછું જીતી લીધું. ફિરંગી લોકોને હરાવી દીવમાંથી કાઢયા, પણ એ લોકે કપટથી પાદશાહને મારી તેનું મડદું દરિયામાં ફેંકી દીધું.

**૧૨ મહમૂદશાહ ૫ મો**—૧૫૩૬-૧૫૫૪-૧૮ વરસ. એ બહાદુરશાહનો ભત્રિજો હતો. ગાદીએ બેઠો ત્યારે નાની ઉમરનો હતો, તોપણ તેણે સર્વને તાબે રાખ્યા હતા. તે બહુ જુલમી હતો. પોતાના તાબાના કોળી અને રજપૂત રાજ્યો લઇ લેવા હુકમ કર્યો, તેથી શીરોહી, ડુંગરપુર, ઇડર, લુણાવાડા, વાંસવાડા, રાજપીપળા અને ઝાલાવાડ વગેરેના રાજા સામા થયા, તેમને ઠાર મારવાની પોતાની ફોજને

પી. હિંદુઓને ઘોડે ચડવાની, વાર તેહેવારે ભેગા થવાની

અને સારાં લૂગડાં પેહેરવાની મના કરી બહુ દુઃખ દીધું **બુરાન** નામના નોકરે પાદશાહ થવા સારૂ મહમૂદને માર્યો. અંતે બુરાન પણ માર્યો ગયો.

**૧૩ અહમદશાહ ૨ જો**—૧૫૫૮–૧૫૬૧–૭ વરસ. અમીરોએ બાદશાહી કુટુંબના અહમદ નામના માણસને ગાદી આપી. અમીરો પાદશાહને પોત પોતાના પક્ષમાં રાખવા સારૂ માંહોમાંહે લડ્યા, પણ આખરે ઇતિમદખાં નામના સરદારના પક્ષમાં પાદશાહ ગયો. વળી પાદશાહે એ સરદારથી સ્વતંત્ર થવા ધાર્યું, તેથી તે સરદારે તેને મારી મુજફ્ફર ત્રીજાને ગાદી આપી.

**૧૪ મુજફ્ફરશાહ ત્રીજો**—૧૫૬૧–૧૫૭૩–૧૨ વરસ. એ નબળો હોવાથી તાબાના સરદારો જૂદા જૂદા પ્રાંત દબાવી બેઠા. ઇતિમદખાંને તાબે અમદાવાદ ને ખંબાત પરગણાં હતાં, તેણે દિલ્લીના બાદશાહ અકબરને મદદે બોલાવ્યો. તેણે ઇ. સ. ૧૫૭૩ માં આવી સર્વને હરાવી દેશમાં શાંતી કરી. લોકને સુખી કર્યા. હિંદુ મુસલમાનને એક સરખા ગણ્યા. **આઝીઝકોકાને** સુબો ઠરાવી અકબર આગ્રે ગયો. મુજફ્ફરશાહને પકડી આગ્રે લઇ જતાં રસ્તામાં તેણે આપઘાત કર્યો.



## ૩ મુગલાઇ રાજ્ય અથવા પહેલી દિલ્લીની બાદશાહી.

૧૫૭૩—૧૭૫૭—૧૮૪ વરસ.

ઇ. સ. ૧૫૭૩ થી ગુજરાતમાં સુબા આવવા લાગ્યા. પેહેલો સુબો **આઝીઝકોકા** થયો. એ રીતે સન ૧૭૫૭ સુધીમાં પચાસેક સુબા આવી ગયા. પાછલા સુબાઓ અને ૧૪ મુસલમાન પાદશાહો કરતાં આ સુબાઓના વખતમાં રૈયત બધી વાતે સુખી હતી, કારણ કે દયાળુ અકબર બાદશાહે બહુ સારી રાજ નીતિ ચલાવી, પ્રજાને બરાબર ઈનસાફ આપ્યો, ધર્મની છૂટ આપી, હિંદુઓને મોટી નોક-

ફીઓ આપી, અને ખેડુતને સુખી કર્યાં. અકબર પછીના પાદશાહોએ પણ તેજ રીત રાખી. અકબર પછીના ચોથા પાદશાહ ઔરંગજેબે માત્ર હિંદુ રૈયતને દુઃખી કરી. તે વખતમાં મહારાષ્ટ્રમાં મરેઠા લોકે મોટું રાજ્ય સ્થાપ્યું હતું. સતારામાં મરેઠા રાજા અને પુનામાં તેમના કારભારી રાજ કરતા; એ કારભારીઓ **પેશ્વા** કહેવાતા. મરેઠાના સરદાર દામાજી ગાયકવાડે તથા પેશ્વાના ભાઈ રઘુનાથરાવે ઇ. સ. ૧૭૫૭ માં ગુજરાતના છેલ્લા સૂબા જુવામર્દખાં બાબીને કેટલાંક પરગણાં જાગીરમાં આપી બાકીનું રાજ્ય લઈ લીધું. જુનાગઢ, રાધનપુર અને વાડાસીનોરના નવાબ એ છેલ્લા સૂબાના વંશના છે.

---

# પ્રકરણ બીજું.

ગુજરાતમાં મરેઠી રાજ્ય ઈ. સ. ૧૭૩૧. મરેઠી રાજ્યનો પાયો નાખનાર **શિવાજી** હતો. તેની રાજધાની રાયગઢમાં હતી. તેણે ૧૬૬૪ તથા ૧૬૭૦ માં સુરત લૂટ્યું. આ વખતે ત્યાં ઈંગ્રેજોની કોઠી હતી. શિવાજી પછી શંભાજી, ને તેના પછી શાહુ થયો; તેના કારભારી બાલાજી પેશ્વાએ ૧૭૧૪ માં પુનામાં રાજ સ્થાપ્યું. શાહુના સરદાર ખંડેરાવ ડાભાડે, દામાજી ગાયકવાડ, અને કંથાજી ગુજરાતમાં આવી બહુ લૂટફાટ કરતા. આ વખતે મરેઠા બળવાન હોવાથી ગુજરાતના રાજા રાણા પાસેથી ખંડણી લેતા. તેમાં દિલ્લીના પાદશાહ કે અમદાવાદના સૂબાનું કાંઈ ચાલતું નહીં. દામાજી ગાયકવાડ ૧૭૨૧ માં મરણ પામ્યો. તેનો ભત્રિજો પિલાજી મરેઠાની તરફથી ગુજરાતની ખંડણી ઉઘરાવવા લાગ્યો.

**૧ પિલાજી ૧૭૩૧-૧૭૩૨-૧ વરસ.** એ દામાજીના ભાઇ જંકોજીનો દીકરો થાય. એણે વડોદરામાં ગાદી કરી. એ પેહેલો ગાયકવાડ હતો. તેની સાથે અમદાવાદના બાદશાહી સૂબા શીરબુલંદખાંએ

સંધિ કરી. તે વાત દિલ્હીના બાદશાહને નહીં ગમવાથી ૧૭૩૨ માં જોધપુરના રાજા અભેસિંહને ગુજરાતનો સૂબો બનાવી મોકલ્યો. તેણે પેશ્વા તરફનો સૂબો જે પિલાજી અમદાવાદમાં રહેતો, તેને ડાકોરમાં મારી નંખાવ્યો.

**૨ દામાજી** ૧૭૩૨–૧૭૬૯—૩૭ વરસ. એ પિલાજીનો પુત્ર ઘણો બહાદૂર હતો. એણે અમદાવાદના મુસલમાન સૂબા જુવાંમર્દખાં બાબી પાસેથી થોડાંએક પરગણાં સિવાય તમામ રાજ્ય ખુંચાવી લઇ રાજ્યમાં વધારો કર્યો. આ વખતે ઇંગ્રેજોની ચડતી થવા માંડી હતી. ફિરંગી પાસેથી ૧૬૬૨ માં મુંબઈ બેટ કન્યાદાનમાં મળ્યો, એ વખતે સુરતમાં નવાબનું રાજ્ય હતું.

**૩ શીયાજીનો વતી ફતેહસિંહ** ૧૭૬૯–૧૭૮૪–૧૫ વરસ. દામાજીને ૪ દીકરા હતા. શિયાજી, ગોવિંદરાવ, ફતેસિંહ અને માનાજી. તેઓ ગાદી માટે માંહોમાંહે લડવા લાગ્યા, પણ પેશ્વાએ વડાકુંવર શિયાજીને ગાદી આપી. તે નબળો હોવાથી ફતેસિંહને મદદગાર ઠરાવ્યો. ત્યારપછી રઘુનાથરાવ પેશ્વા થયો. તેણે ગોવિંદરાવને ગાદી આપવાનું ઠરાવ્યું, એટલામાં રઘુનાથરાવને પેશ્વાઇ છોડી નાસવું પડ્યું; કારણકે તેણે પોતાના ભત્રિજા નારાયણરાવ પેશ્વાને મારી ગાદી લીધી હતી, પણ કારભારીઓએ નારાયણરાવના બાળક પેશ્વા સવાઈ માધવરાવને ગાદી આપી. ઈંગ્રેજે ગોવિંદરાવ અને ફતેહસિંહની તકરાર મટાડીને ભરૂચ વગેરે પરગણાં લીધાં. રઘુનાથરાવે પણ ઈંગ્રેજની મદદ માગી. આવી રીતે ઈંગ્રેજનું જોર વધવા લાગ્યું, તેથી દેશી રાજાઓ તેમનાથી ડરવા લાગ્યા.

**૪ માનાજી**—૧૭૮૪–૧૭૯૨–૮ વરસ.

**૫ ગોવિંદરાવ**—૧૭૯૨–૧૮૦૦–૮ વરસ. આ વખતે પેશ્વાની તરફથી **શેલુકર** નામે સૂબો અમદાવાદમાં આવ્યો, તેણે રૈયતપર

જુલમ કરી લૂટફાટથી પૈસો લેવા માંડ્યો. ઇંગ્રેજની મદદથી શેલુકરને પકડ્યો અને ગોવિંદરાવે ગુજરાતમાં જે ભાગ પેશ્વાનો હતો, તે પાંચ લાખ રૂપિઆ આપવા ઠરાવી ઇજારે રાખ્યો. સુરતના નવાબ નાસરૂદ્દીનને વરસે એક લાખનું "પેન્શન" આપી ૧૮૦૦ માં ઇંગ્રેજે સુરત ખાલસા કર્યું.

**૬ આણંદરાવ**—૧૮૦૦–૧૮૧૯–૧૯ વરસ. તે ગોવિંદરાવનો પુત્ર હતો. ગોવિંદરાવની રખાતનો પુત્ર કાનોજી તથા કડીના મલ્હારરાવ એ બંનેએ એકઠા મળી આણંદરાવ સામે બંડ કર્યું. તે બંડ ઇંગ્રેજની મદદથી સમ્યું. આ વખતથી ગાયકવાડના રક્ષણ માટે વડોદરામાં રેસિડેન્ટ તથા લશ્કર રહેવા લાગ્યાં. કડીના બંડમાં આપેલી મદદના બદલામાં ગાયકવાડે ધોળકા, નડીયાદ, માતર અને મહુધા વગેરે પરગણાં ઇંગ્રેજને આપ્યાં. આ વખતથી ગાયકવાડ ઇંગ્રેજના તાબેદાર થયા, અને ઇંગ્રેજ સરકાર ગાયકવાડ તથા પેશ્વાની ખંડણી ઉઘરાવી તેમને પહોંચાડે એવો ઠરાવ થયો, તેથી લૂટફાટ બંધ પડી ને લોકો સુખી થયા. ઇ. સ. ૧૮૧૮ ઇંગ્રેજ સરકારે પેશ્વાનું રાજ્ય ખાલસા કર્યું.

**૭ શીયાજી બીજો**–૧૮૧૯–૧૮૪૭–૨૮ વરસ. તે ઘણો ડાહ્યો હતો. ઇંગ્રેજ સરકાર ગાયકવાડ પાસે કેટલાક પૈસા માગતી હતી, તે પેટે તેણે કેટલોક મુલક આપ્યો; ઇ૦ સ૦ ૧૮૩૨.

**૮ ગણપતરાવ**–૧૮૪૭–૧૮૫૬–૯ વરસ. શિયાજીરાવે પોતે જીવતાં તેને ગાદીએ બેસાડ્યો હતો. તેનો પ્રધાન ભાઊતાંબેકર નામનો હતો તેને વડોદરાના રેસિડેન્ટ કર્નલ ઔટ્રામ સાથે તકરાર થઈ હતી, તે મુંબઇના ગવર્નરે પતાવી.

**૯ ખંડેરાવ**–૧૮૫૬–૧૮૭૧–૧૫ વરસ. એ ગણપતરાવનો ભાઇ થતો. ઇ. સ. ૧૮૫૭ માં હિંદુસ્તાનમાં મોટું બંડ થયું, તેની અસર ગુજરાતમાં પણ પેઠી. તે બંડ સમ્યા પછી લોકોપર કર નાંખ્યો.

તથા તમામ લોકના હથિયાર લઇ લીધાં.

**૧૦ મલ્હારરાવ**–૧૮૭૧–૧૮૭૫–૪ વરસ. તે વખતના રેસિડેન્ટ કર્નલ ફેરને ઝેર દીધાનું તહોમત મલ્હારરાવપર આવ્યું; તેની પંચ મારફતે તપાસ ચાલી પણ એ અપરાધ સાબિત થયો નહીં; તોપણ તેમની આગલી ખરાબ વર્તણુંક ધ્યાનમાં લેઇ તેમને પકડીને ૧૮૭૪ માં મદ્રાસ મોકલી દીધા જ્યાં તેઓ ૧૮૮૨ માં મરણ પામ્યા.

**૧૧ શીયાજીરાવ ત્રીજા**—૧૮૭૫. ઈંગ્રેજ સરકારે ગાયકવાડી શાખાના ગોપાળરાવને ખાનદેશમાંથી શોધી કાઢીને તેમને ગાદીએ બેસાડ્યા અને તેમનું નામ શિયાજીરાવ મહારાજ પાડયું છે. તે હાલ વડોદરાની ગાદીપર બિરાજે છે. પ્રભુ તેમને સુખી અને આબાદ રાખે. "રાજાના રંક અને રંકના રાજા" એ કહેવત આ કાશિયાજીરાવના પ્રત્યક્ષ દૃષ્ટાંતથી ખરી ઠરી ચૂકી છે. કાળ જશે પણ જગમાં પણ મલ્હારરાવ અનેકહાણી રહી જશે.

---

## પ્રકરણ ત્રીજું.

## હિંદનો પ્રાચિન ઇતિહાસ.

**આર્ય લોક**—હિંદુનું મૂળ નામ **આર્ય** છે. તેઓ પ્રથમ એશિઆ ખંડના મધ્ય ભાગમાં વસતા; ત્યાંથી કેટલાક આર્યો યુરોપમાં ગયા, કેટલાક ઇરાન ગયા, અને કેટલાક આ દેશમાં આવ્યા; તે વખતે આંહી અનાર્ય લોક રહેતા. આર્ય લોકની ભાષા સંસ્કૃત હતી.

**હિંદુ નામ**—આર્ય લોકો પ્રથમ સિંધુને કાંઠે વસ્યા માટે તેમનું નામ ફારસી ભાષામાં હિંદુ પડ્યું.

**ચાર નાતો**—આર્ય લોકમાં **બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય** અને **શુદ્ર**, એ ચાર નાતો મુખ્ય હતી. **બ્રાહ્મણો** સર્વથી વિદ્વાન ને શ્રેષ્ટ ગ-

ણાતા, તેમણે ઘણાક પુસ્તકો જૂદી જૂદી બાબતોનાં બનાવ્યાં છે. તેઓ ક્ષત્રીને રાજ્ય ચલાવવામાં અને ઇનસાફ કરવામાં મદદ કરતા તથા ધર્મનો બોધ આપતા. **ક્ષત્રી** દુશ્મન-ચોર ને લૂટારાથી પોતાની રૈયતનો બચાવ કરતા અને સુખ આપતા. બ્રાહ્મણ સાથે ક્ષત્રીને અંગાઉ છોરૂ વ્યવહાર હતો. **વૈશ્ય** વેપાર તથા ખેડ કરતા; અને **શુદ્ર** લોકો નોકરી વગેરે હલકું કામ કરતા.

**ઉત્તર હિંદુસ્તાન**—સિંધુ ને ગંગા વચ્ચેના પ્રદેશમાં પ્રથમ આર્ય લોક રહેતા, તેજ ભાગનું મૂળ નામ હિંદુસ્તાન છે. એ ભાગમાં રામ, કૃષ્ણ, પાંડવ અને કૌરવ વગેરે મોટા રાજાઓ થઇ ગયા.

**વેદ**—વેદ ચાર છે. ૧ ઋગ્વેદ, ૨ યજુર્વેદ, ૩ સામવેદ, અને ૪ અથર્વવેદ. તેમને હિંદુ લોકો ઇશ્વરકૃત (અનાદિ) માને છે.

**રામાયણ**—એ પુસ્તક મૂળ વાલ્મિક નામના ઋષિએ બનાવેલું છે, ત્યાર પછી વ્યાસજીએ બનાવ્યું. તેમાં અયોધ્યાના રાજા રામચંદ્રે લંકાના રાજા રાવણ પર ચડાઈ કરેલી તેનું વર્ણન છે.

**મહાભારત**—એ દુનિયામાં સૌથી મોટું પુસ્તક ગણાયછે, તે વ્યાસજીનું બનાવેલુંછે; તેમાં એક લાખ શ્લોક છે. દિલ્લી (હસ્તીનાપુર) ના રાજા પાંડવ અને તેના પિત્રાઇ કૌરવ એઓ રાજ્યને માટે લડયા, તેની વિગતવાર હકિકત એમાં છે.

**બીજા ગ્રંથો**—સંસ્કૃત ભાષામાં હજારો ગ્રંથ છે. મનુઋષિએ બાંધેલા કાયદા વખણાય છે, એ કાયદાને **મનુસ્મૃતિ** કહેછે. કાળિદાસ અને ભવભૂતિ કવિઓએ નાટકનાં ગ્રંથો સારા બનાવેલાછે.

---

## પ્રાચિન હિંદુ રાજ્યો.

૧ **અયોધ્યામાં** સૂર્યવંશી રામ રાજાનું રાજ્ય હતું. તેણે લંકાના રાવણ રાજાને પોતાની સ્ત્રી સીતાનું હરણ કરવાથી હરાવ્યો તે

લડાઇનું વર્ણન **રામાયણમાં** છે.

૨ **હસ્તિનાપુરમાં**—ચંદ્રવંશી પાંડવનું રાજ્ય હતું. તેઓ પોતાના પિત્રાઇ કૌરવોની સાથે જુગટામાં હારવાથી તેમને રાજ્ય સોંપી ૧૨ વરસ દેશવટો ભોગવવા નીકળ્યા. દેશવટો ભોગવી રહ્યા પછી દ્વારકાના કૃષ્ણની મદદથી પાંડવોએ કૌરવોને આશરે ઇ. સ. ની પૂર્વે ૫૦૦૦ માં હરાવી રાજ્ય પાછું લીધું; તે લડાઇનું વર્ણન **મહાભારતમાં** આવેછે.

૩ **દ્વારકામાં** યાદવકુળના કૃષ્ણે રાજ્ય સ્થાપ્યું હતું, તેના વંશજો દારૂના કેફમાં પ્રભાસપાટણ આગળ અંદર અંદર કપાઇ મુઆ, તે જગ્યા **જાદવાસ્થળી**ના નામથી પ્રખ્યાત છે.

૪ **ઉજ્જનમાં** આગ્નિકુળની પરમાર શાખાનું રાજ્ય થયું. તેમાં ઇ. સ. પૂર્વે ૫૬ મે વર્ષે વિક્રમ થયો. તેણે તુરાની જાતના શક લોકોને જીતવાથી તેનો સંવત ચાલવા લાગ્યો. તેણે વિદ્વાનોને આશરો આપ્યો. તે ચતુર, વિદ્વાન, શૂરવીર અને પરદુઃખભંજન હતો. તેના વંશમાં ભોજ રાજા થયો, તેણે વિદ્વાનોને આશરો આપી પોતાનું નામ અમર કર્યું. યશોવરમાનને સોળંકીરાજા સિદ્ધરાજે હરાવી ખંડણી લીધી. મુસલમાનોએ ઈ. સ. ૧૨૩૧ માં પરમાર વંશની આખર આણી.

૫ **કનોજમાં** ગુપ્ત વંશના રાજા ઈ. સ. ૪૭૦ માં થયા. મુસલમાનોએ તેમને ઈ. સ. ૧૧૯૩માં મારવાડમાં નસાડી મૂક્યા, ત્યાં જઇને તેઓએ જોધપુરમાં રાજ્ય સ્થાપ્યું, તે હાલ પણ છે.

૬ **બંગાળામાં** ચાર વંશ થયા, તેમાં ત્રીજા **પાલ વંશનો** દેવપાળદેવ બીજાં રાજ્યો જીતી મહારાજાધિરાજ થયો. મુસલમાનોએ ઇ. સ. ૧૨૦૩ માં એ વંશની આખર આણી.

૭ **ગુજરાતમાં** વલ્લભિપુરની ગાદીએ સેન શાખાના રાજા થયા. પછી પંચાસર અને અણહિલવાડની ગાદીએ ચાવડા વંશના

રાજા થયા. તેના છેલ્લા રાજા સામતસિંહને મારી સોળંકી રાજા થયા, તેમાં સિદ્ધરાજ વગેરે પ્રતાપી રાજા થયા. છેલ્લા રાજાની નબળાઈથી વાઘેલા વંશ પ્રબળ થયો, તે વંશની મુસલમાનોએ ઇ. સ. ૧૨૯૭ માં આખર આણી.

૮ **પંજાબમાં**—અશ્વનંદી કુળના રાજા રાજ્ય કરતા હતા.

૯ **કાશીના** રાજ્યની ઇ. સ. ૧૧૯૨માં સમાપ્તિ થઇ.

૧૦ **સિંધમાં** દાહિર વંશની ઇ. સ. ૭૧૧ માં મુસલમાનોએ આખર આણી.

૧૧ **મગધમાં** ચંદ્રગુપ્ત રાજા થયો, તેના વખતમાં સિકંદર બાદશાહ આવ્યો હતો. ચંદ્રગુપ્ત પછી બિંબીસાર થયો, તેના પુત્ર અશોકે બૌદ્ધ ધર્મનો મહિમા ઘણોજ વધાર્યો.

૧૨ **પાંડ્ય** વંશના રાજા મદુરામાં રાજ્ય કરતા.

૧૩ **ચોળ** વંશના રાજા કાંજેવરમ ને પછી તંજાવરમાં રાજ્ય કરતા હતા, તેમની આખર મરેઠાએ આણી.

૧૪ **ચેર** વંશના રાજા ત્રાવણકોરમાં રાજ્ય કરતા હતા.

૧૫ **ચાલુક્ય** અથવા સોળંકી વંશના રાજા મહારાષ્ટ્રમાં રાજ્ય કરતા હતા.

———*০*———

## પરચુરણ.

**બૌદ્ધધર્મ**—આર્યોનો મૂળ ધર્મ વેદ હતો. તે પરથી અનેક ધર્મ થયા. ઋષિઓ યજ્ઞ કરી તેમાં પશુ હોમતા, તેથી નેપાળના રાજા કપિલવસ્તુના પુત્ર સાક્યસિંહે કંટાળીને ત્યાગી થઇ **બૌદ્ધમત** ચલાવ્યો. સાક્યસિંહના બીજાં નામ બુદ્ધ ને ગૌત્તમ હતાં. બૌદ્ધ ધર્મનો ફેલાવો મગધ દેશના રાજા અશોકે કર્યો, પણ અંતે એ ધર્મ હિંદમાંથી ગયો. જૈન ધર્મ તેની શાખા કહેવાય છે.

**ઇસ્વીસન**—વિક્રમ પછી ૫૬ વર્ષે ઈસુ ખ્રિસ્ત થયો, તેના નામ ઉપરથી ઇસ્વીસન ચાલ્યો. તેનો જન્મ એશિઆઈ તુર્કસ્તાનના પલેસ્ટાઇન પ્રાંતના બિથલહામ નામના ગામમાં થયો હતો. તેણે ખ્રીસ્તિ **ધર્મ** ચલાવ્યો. તેનો સન તથા ધર્મ યુરોપખંડ, અમેરિકાખંડ અને ઓશાનિઆ વગેરેમાં ચાલે છે. આપણા દેશમાં ઇંગ્રેજ લોકનું રાજ્ય હોવાથી સરકારી કામમાં ઇસ્વીસન ચાલે છે. ઇસુએ **બાઇબલ** નામનું ધર્મ પુસ્તક બનાવ્યું છે.

**શાલિવાહન**—એ મહાન રાજા ઇ. સ. ૭૮ માં થયો. તેની રાજધાની પૈઠણમાં હતી. તેણે પણ શક લોકોને જીત્યા, તેથી તેનો શક ચાલવા લાગ્યો. તે વિક્રમ પછી ૧૩૫ વર્ષે થયો.

**આગળના હિંદુઓ** સત્યવાદી, પ્રમાણિક, શૂરવીર, વિશ્વાસુ, આસ્તિક અને સાદા હતા. તેઓ બહાર જાય ત્યારે બારણે તાળું વાસવાની જરૂર પડતી નહીં. લેખ પત્ર લખવા કે વરકન્યાના પૈસા લેવા રીવાજ નહોતો. નાત વરા થોડા થતા. સ્ત્રીઓને ભણવાની છૂટ હતી; બાળ લગ્ન નહોતાં, એ સિવાય બીજા ઘણા પ્રકારનો સુધારો હતો.

**પ્રાચિન હુમલા**—(૧) ઇ. સ. પૂ. ૨૦૦૦ માં સિરિઆના રાજા નૈનસની રાણી સેમિરામિસ ચડી આવી. (૨) મીસર દેશનો સિસોત્રીશ પાદશાહ ચડી આવ્યો. (૩) ઇરાનનો દારા રાજા ચડી આવ્યો. (૪) ઇ. સ. પૂર્વે. ૩૨૭ માં મહાન સિકંદર ચડી આવ્યો, તેણે પંજાબના રાજા પૌરસને હરાવ્યો. એટલામાં પોતાના દેશમાં બંડ થવાથી સેલ્યુકસને મૂકીને સિકંદર ચાલ્યો ગયો. (૫) બાકત્રિઅન લોક ચડી આવ્યા.

## પ્રકરણ ૪ થું.

# મુસલમાનોના હુમલા.

**મુસલમાની ધર્મ**—એ ધર્મ મહમૂદ પેગંબરે ચલાવ્યો. તેનો જન્મ આરબસ્તાનના મક્કા શેહેરમાં ઇ. સ. ૫૫૯ માં થયો. દુશ્મનોની બીકથી મહમૂદ ઇ, સ. ૬૨૨ માં મક્કેથી મદીને નાશી ગયો. ત્યારથી હીજરીસન ચાલ્યો. હીજરી એટલે નાશી જવું. મહમૂદ પેગંબર મદીનામાં ૬૩૨ માં મરણ પામ્યો. મુસલમાની ધર્મશાસ્ત્ર **કુરાન** એણે બનાવેલું છે.

**આરબોની સિંધપર સ્વારી**—પેગંબરની પછી ગાદીએ બેસનારા ખલીફ કહેવાતા. મહમૂદ પછી ખલીફ ઉસ્માન થયો, ઇ. સ. ૭૧૨ માં વાલીદ ખલીફે મહમૂદ કાસીમને સિંધપર સ્વારી કરવા મોકલ્યો, કારણ કે આરબના વહાણને હિંદી બંદરમાં કબજે કરેલું હતું. એ વખતે કરાંચી (દેવળમામ)માં દાહીર જાતનો રજપૂત રાજા હતો. તેને મારી નાખીને કાસીમે સિંધ જીત્યો. વાલીદ પછીના ખલીફ સાથે કાસીમને અણબનાવ થવાથી ૭૧૪ માં કાસીમને મારી નાંખ્યો, અને રજપૂતોએ પાછો સિંધ જીતી લીધો.

# ઘિજની વંશ.

ઇ. સ. ૯૬૨–૧૧૮૬–૨૨૪ વરસ.

**૧ અલપ્તગીન** ૯૬૨–૯૭૭–૧૫ વરસ. એ બુખારાના સુલતાનનો ગુલામ હતો, તેણે ઘિજનીમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, તેથી **ઘિજની વંશ** નામ પડયું. તેને એક દીકરીજ હતી, તેને પોતાના ગુલામ સબક્તગીનની સાથે પરણાવી હતી. અલપ્તગીન ઇ. સ. ૯૭૭

માં મરી ગયો, તેથી સબક્તગીન ગાદીએ બેઠો.

**૨ સબક્તગીન**—૯૭૭-૯૯૭-૨૦ વરસ. અફ્ઘાન લોક પંજાબની હદપર લૂટ કરતા તેથી પંજાબના અશ્વનંદી કુળના જયપાળ રાજાએ ગિજનીપર સ્વારી કરી હતી, તે કારણથી ઈ. સ. **૯૭૭**માં સબક્તગીને પંજાબપર સ્વારી કરી જયપાળને હરાવ્યો, અને ૫૦ હાથી તથા અઢીલાખ રૂપિઆ આપવા કબલ કરાવી પાછો આવ્યો. જયપાળે એ દંડ નહીં આપવાથી સબક્તગીન ફરી ચડી આવ્યો. આ વખતે જયપાળને દિલ્લી, અજમેર, કનોજ અને કલિંજરના રજપૂતોએ મદદ કરી હતી; પણ રજપૂતો હાર્યા અને સબક્તગીન ચડેલી ખંડણી વસુલ કરી તથા પેશાવરમાં દશહજાર સ્વારનું થાણું બેસાડી સ્વદેશ ગયો. એણે આસપાસનો મુલક જીતી રાજ્યમાં વધારો કર્યો. એ સરૂપવાન, શૂરો, ભણેલો અને ડાહ્યો હતો.

**૩ મહમૂદ** અથવા સુલતાન મહમૂદ—૯૯૭-૧૦૩૦-૩૩ વરસ. એ સબક્તગીનનો અનૌરસ પુત્ર ૧૬ વર્ષની ઉમરે ગાદીએ બેઠો. તેણે પંજાબથી ઈરાન સુધી રાજ્ય વધાર્યું. એણે હિંદુસ્તાનપર સત્તર સ્વારીઓ કરી, તેમાંની મુખ્ય બારનું વર્ણનઃ—(૧) લાહોરના રાજા જયપાળે ખંડણી નહીં આપવાથી તેનાપર ઈ. સ. ૧૦૦૧ માં સ્વારી કરી ખંડણી કબૂલ કરાવી છોડયો. એ અપમાનથી જયપાળ પોતાના દીકરા અનંગપાળને રાજ્ય સોંપી બળી મુઓ. (૨) ભાટીઆના રાજા **વિજયરાયપર** ૧૦૦૪ માં સ્વારી કરી તેને હરાવ્યો. (૩) મુલતાનના સૂબા અબદુલફતેહપર ખંડણી લેવા સારૂ કરી, ૧૦૦૫. (૪) પંજાબના રાજા અનંગપાળે દિલ્લી, અજમેર, કનોજ, ઉજ્જન અને કલિંજરના રાજાઓની મદદ લઈ ૧૦૦૮ માં વૈહિંદગઢ આગળ લડાઈ કરી. તેમાં સ્ત્રીઓને પણ એટલું શૂરાતન ચડયું હતું કે તેઓએ પોતાના ઘરેણાં ગાંઠાં વેચી ખરચ

મોકલી હતી. પહાડી લોકને મદદે બોલાવ્યા; આ લડાઈમાં અનંગપાળના હાથીને તીર વાગવાથી તે ઘોડેસ્વાર થયો, તેથી લશ્કરે તેને દીઠો નહીં; અનંગપાળને ગરણ પામેલો સમજીને લશ્કર નાઠું અને મહમૂદ જીત્યો. પછી મહમૂદ નગરકોટનું દેરૂં લૂટી, તેમાંથી બે હજાર મણ રૂપું, બસેં મણ સોનું અને વીશ મણ ઝવેર વગેરે પુષ્કળ દ્રવ્ય લઈ સ્વદેશ ગયો. (૫) ૧૦૧૦ માં મુલતાનપર સ્વારી કરી તે ખાલસા કર્યું. (૬) ૧૦૧૧ માં સ્થાનેશ્વરપર સ્વારી કરી દેરાં તોડયાં. (૭-૮) ૧૦૧૪-૧૫ માં કાશ્મિરપર કરી. (૯) ૧૦૧૭ માં કનોજના રાજાને નગાવી મથુરા લૂટયું, બાળ્યું અને મૂર્ત્તિઓ ભાગી, તથા હિંદુઓને પકડી પોતાના દેશમાં લઈ જઈ ગુલામ તરીકે વેચ્યા. (૧૦) ૧૦૨૨ માં કલિંજરપર કરી. (૧૧) ૧૦૨૩ માં પંજાબના રાજા બીજા જયપાળપર સ્વારી કરી. (૧૨) ૧૦૨૪ માં સોરઠી સોમનાથપર સ્વારી કરી, ગુજરાતનો રાજા રજપૂતોની મદદ લઈ લડયો, પણ મહમૂદે ભીમને હરાવી સોમનાથ મહાદેવની મૂર્ત્તિના ત્રણ કડકા કરી તેમાંથી એકેક કકડો મક્કા, મદીના અને ધિજની મોકલી મસીદના પગથીઆમાં જડાવ્યા. દેરામાંથી આઠ ક્રોડનો માલ તથા સુખડના કમાડ લઈ સિંધના રણને માર્ગે અસંખ્ય દુઃખ વેઠી સ્વદેશ ગયો. તેણે ૧૦૨૬ માં ઇરાન જીત્યું.

**મહમૂદના ગુણદોષ**—તે વિદ્વાન, ઈનસાફી, ને શૂરો, પણ બહુ લોભી, ધર્માંધ અને નિર્દય હતો. સ્વારી કરવામાં તેની મુખ્ય મતલબ ધન મેળવવું, દેરાં તોડવાં અને હિંદુઓને વટલાવવાની હતી. વિદ્વાનોને આશરો આપતો. ફિર્દુસી કવિ પાસે ઇરાનનો કવિતા રૂપ ઇતિહાસ તથા પોતાનું ચરિત્ર "શાહનામું" રચાવ્યાં.

**૪ મસાઉદ**—૧૦૩૦-૧૦૪૦-૧૦ વરસ. તે પોતાના ભાઈને મારી માદીએ બેઠો. સેલ્જુકી લોકોના સરદાર તોગ્રલબેગની સાથે લડતાં

મેર્વ આગળ હારવાથી છાનોમાનો પડી રહી લોકોપયોગી કામ કર્યાં. ૧૦૪૦ માં તેના ભત્રિજાએ તેને મારી બાપનું વેર લીધું.

**૫ મોદુદ**—૧૦૪૦-૧૦૪૯-૯ વરસ. મસાઉદ મુઓ ત્યારે મોદુદ બલ્ખમાં હતો. તે દુસ્મનોને હરાવી બાપની ગાદીએ બેઠો.

**૬ અબદુલહુસેન**—૧૦૪૯-૧૦૫૧-૨ વરસ. મોદુદનો દીકરો કે જે પોતાનો ભત્રિજો થાય તેને મારી ગાદીએ બેઠો.

**૭ અબદુલરસીદ**—૧૦૫૧-૧૦૫૧-૭ માસ. તે ઘણા ખરા રાજવંશીને મારી ગાદીએ બેઠો, ને સાત માસ રાજ્ય કરી મરણ પામ્યો.

**૮ ફેરૂકજાદ**-૧૦૫૧-૧૦૫૮-૭ વરસ રાજ્ય કરી મરણ પામ્યો.

**૯ ઇબ્રાહીમ**—૧૦૫૮-૧૦૮૯-૩૧ વરસ. આ બાદશાહ ભોળો ને સંતોષી હતો. કોઇ સાથે લડાઇ નહીં કરતાં કુરાન વાંચવામાં તેણે પોતાનો તમામ વખત ગાળ્યો. તેને ૪૦ છોકરા ને ૩૬ છોડીઓ હતી.

**૧૦ મસાઉદ બીજો**—૧૦૮૯-૧૧૧૪-૨૫ વરસ. તે ઇબ્રાહીમનો દીકરો થાય. તેણે કાયદા બાંધ્યા; તેની પછી તેનો દીકરો બેઠો.

**૧૧ અરસલાન**-૧૧૧૪-૧૧૧૮-૪વરસ. એણે પોતાના ભાઇને ઉડાડી ગાદી લીધી. આથી તેની મા નારાજ થઈ; તેથી તેણીએ પોતાના ભાઇની મદદથી અરસલાનને ગાદીએથી ઉઠાડી પોતાના નાના દીકરા બેહેરામને ગાદી અપાવી.

**૧૨ બેહેરામ**-૧૧૧૮-૧૧૫૨-૩૪ વરસ. તેણે વિદ્વાનોને આશરો આપ્યો. પોતાના જમાઈ કુતબુદીનને દગાથી માર્યો. તે ગોર પ્રાંતનો સુબો હતો. તે સૂબાના ભાઇ સૈફુદ્દીને બેહેરામપર ચડાઇ કરી તેમાં સૈફુદ્દીન મરાયો, તેથી ત્રીજો ભાઇ અલાઉદ્દીન વેર વાળવા આવ્યો. તેણે ઘિજની જીત્યું ને બાળ્યું, માટે અલાઉદ્દીન "જહાંસોજ" એટલે દુનિઆ બાળનાર કહેવાય છે. બેહેરામ ૧૧૫૨માં નાશી ગયો. આ વખતથી ગોરીવંશના રાજાનું રાજ થયું. બેહેરામનુ

દીકરા ખુશરૂએ લાહોરમાં જઈને રાજ્ય સ્થાપ્યું.

**૧૩ ખુશરૂ**—૧૧૫૨ થી ૧૧૫૯ સુધી ૭ વરસ રાજ્ય કરી મરણ પામ્યો.

**૧૪ ખુશરૂમલેક** ૧૧૫૯–૧૧૮૬–૨૭ વરસ. એ ખુશરૂનો દીકરો થાય, તે ઘિજની વંશનો છેલ્લો રાજા હતો. ગોરીવંશના રાજા શાહબુદીને તેનું રાજ્ય લઇ ઘિજની વંશની આખર આણી.

—o✽o—

# ગોરીવંશ.

૧૧૫૨–૧૨૦૬–૫૪ વરસ.

**૧ અલાઉદ્દીન** ૧૧૫૨–૧૧૫૬–૪ વરસ. ગોરીવંશનો મૂળ પુરૂષ કોણ હતો, તે કાંઇ નક્કી નથી; પણ અફઘાન લોક કેહેતા કે અમારા ઘરડા ગોર પ્રાંતમાં રહેતા, તેમાંનો એક જણ વખાનો માર્યો હિંદુસ્તાનમાં ગયો. ત્યાં તેણે પુષ્કળ દ્રવ્ય મેળવ્યું, પછી સ્વદેશ આવતાં રસ્તામાં તેનું વહાણ ડૂબ્યું, જેથી તમામ નાશ પામ્યું પણ તેનો દીકરો હુસેન બચ્યો, તેને ગીજની વંશના રાજાએ ગોર પ્રાંતનો સૂબો બનાવ્યો. તેપરથી એ વંશનું નામ ગોરી વંશ પડ્યું. તે વંશમાં અલાઉદ્દીન થયો, તેને સેલ્જુકી લોકે હરાવ્યો હતો.

**૨ સૈફુદ્દીન** (આરામ) ૧૧૫૬–૧૧૫૭-૧ વરસ. એ અલાઉદ્દીનનો પુત્ર હતો. તેણે ૧ વરસ રાજ કર્યું, તેટલામાં કોઇએ તેને મારી નાંખ્યો.

**૩ ગ્યાસુદ્દીન** ૧૧૫૭–૧૨૦૨–૪૫ વરસ. એ અલાઉદ્દીનનો ભત્રિજો થાય, તેના ભાઇનું નામ શાહબુદ્દીન (મહમૂદગોરી) હતું. બંને ભાઇઓ સંપીલા હતા. ગ્યાસુદ્દીન રાજ્ય કરતો અને શાહબુદ્દીન લડાઇનું કામ ચલાવતો.

**શાહબુદ્દીન ગોરીની સ્વારીઓ**—એણે હિંદુસ્તાન ઉપર

નવ સ્વારીઓ કરી. (૧) ૧૧૭૬ માં પંજાબપર (૨) ૧૧૭૮ માં ગુજરાત પર કરી તેમાં ભોળાભીમદેવે શાહબુદ્દીનને હરાવ્યો. (૩) અજમેર પર કરી તેમાં સોમેશ્વરે શાહબુદ્દીનને હરાવ્યો. (૪) સિંધપર કરી. (૫) ૧૧૮૬ માં પંજાબપર કરી ગિઝની વંશની આખર આણી, પંજાબ જીતી લીધું. (૬) ૧૧૯૧ માં દિલ્હીના રાજા પૃથીરાજ પર કરી તેમાં શાહબુદ્દીન જખમી થયો, (સ્થાનેશ્વર આગળ). (૭) ૧૧૯૩ માં ફરી દિલ્લીના રાજા પૃથીરાજ પર કરી. પાણીપતના મેદાનમાં લડાઇ થઇ ને પૃથીરાજ મરાયો. (૮) ૧૧૯૪ માં કનોજના રાજા જયચંદ્ર પર કરી તેને માર્યો. જયચંદ્રના વંશજોએ જોધપુરમાં રાજ્ય સ્થાપ્યું. (૯) ૧૧૯૫ માં ગ્વાલિયર ગઢપર ચઢાઇ કરી જીતી લીધો. આ બધી લડાઇની હકિકત ચંદ બારોટે "**પૃથીરાજ રાસા**" નામના પુસ્તકમાં લખેલી છે. તે સ્વદેશ ગયો ત્યારે તેની વતી તેના ગુલામ કુતબુદ્દીને ૧૧૯૫ માં ગુજરાતપર સ્વારી કરી જીત્યું, પણ પાછળથી ભોળા ભીમે પાછું લીધું. બખ્તીઆર ખીલજીએ ૧૧૯૯ માં અયોધ્યા તથા બહાર, અને ૧૨૦૩ માં બંગાળા પ્રાંત જીતી લીધા.

**રજપૂત રાજ્યની હાલત**—શાહબુદ્દીને હિંદપર સ્વારીઓ કરી તે વખતે હિંદમાં પાંચ મોટાં રાજ્યો હતાં. (૧) દિલ્લીમાં અનંગપાળ તોમારનું. (૨) અજમેરમાં સોમેશ્વર ચોહાણનું. (૩) કનોજમાં વિજયપાળ રાઠોડનું. (૪) ગુજરાતમાં ભોળા ભીમ સોળંકીનું. (૫) મેવાડમાં સમરસિંહ રાણાનું. આ પાંચે રાજ્યો સંપ કરી ઘોરી બાદશાહ સામે થયાં હોત તો હિંદમાં મુસલમાની રાજ્ય થવા ન પામત, પણ અંદર અંદર કુસંપ હતો તેથી મુસલમાનો ફાવ્યા. **કુસંપ તારૂં સત્યાનાશ !**

**કુસંપ થવાનાં કારણ**—(૧) દિલ્લીના રાજા અનંગપાળને બે કુંવરીઓ હતી. તેમાં એકને અજમેરના સોમેશ્વર વેરે અને

બીજીને કનોજના જયપાળ વેરે પરણાવી હતી. અનંગપાળને પુત્ર નહીં હોવાથી મોટા ભાણેજ પૃથીરાજને પોતાની ગાદી આપી તેથી કનોજવાળો ભાણેજ જયચંદ્ર, પૃથીરાજ જોડે લડયો. (૨) જયચંદ્રે ચક્રવૃતિપણું જાહેર કરવા તૈયારી કરી, તેમાં બધા રાજા કનોજ ગયા ને પૃથીરાજ ગયો નહીં. વળી જયચંદ્રની દીકરી સંયોગતાનો સ્વયંવર એજ વખતે હતો. સંયોગતાએ પૃથીરાજની મૂર્તિને વરમાળા આરોપી તેથી પૃથીરાજ સંયોગતાને છાનીમાની લેઇ ગયો, તેથી બન્ને રાજા લડીને નબળા પડયા. (૩) આબુના રાજા જેતરશી પરમારની દીકરીનું સગપણ પૃથીરાજ વેરે કર્યા છતાં ભોળાભીમે માગું મોકલ્યું, માટે તે કન્યાને અજમેર મોકલી દીધી, તેથી ભોળાભીમે અજમેરપર ચડાઈ કરી સોમેશ્વર ચોહાણને માર્યો. બાપનું વેર વાળવા પૃથીરાજ આવ્યો, તેમાં ભોળોભીમ હારી નાશી ગયો, વગેરે કારણોથી રજપૂતો નબળા થયા ને ગોરીશાહનું ફાવ્યું.

**ગ્યાસુદ્દીન** ૧૨૦૨માં મરણ પામવાથી શાહબુદ્દીન પાદશાહ થયો.

**૪ શાહબુદ્દીન—૧૨૦૨-૧૨૦૬-૪ વરસ.** આ બાદશાહને પુત્ર નહીં હોવાથી ગુલામો રાખી ઉછેરતો. તેણે વિદ્યાને ઉત્તેજન નહીં આપ્યાથી તેની નામના થઇ નથી. ગક્કર લોકોએ બંડ કરી સિંધુ નદીપર શાહબુદ્દીનને તેના તંબુમાં મારી નાંખ્યો. હિંદનો પેહેલો મુસલમાન બાદશાહ શાહબુદ્દીન ગણાય છે. તેણે સિંધુથી બંગાળા સુધીનો (માળવા સિવાય) મુલક જીત્યો.

**૫ મહમૂદ—૧૨૦૬-૧૨૧૨-૬ વરસ.** એ શાહબુદ્દીનનો ભત્રિજો થાય. તે નબળો હોવાથી તાબાના સૂબા સ્વતંત્ર થયા. મહમૂદ ૧૨૧૨ માં મરણ પામવાથી ગોરી વંશની સમાપ્તિ થઇ.

—o—

# ગુલામ વંશ.

૧૨૦૬—૧૨૯૦—૮૪ વરસ.

**૧ કુતબુદ્દીન**—૧૨૦૬-૧૨૧૦-૪ વરસ. એ શાહબુદ્દીનનો ગુલામ હતો, માટે તેના કુળના રાજાઓ ગુલામ વંશના કહેવાય છે. હિંદમાં રાજ્ય કરનાર પેહેલો મુસલમાની વંશ એ હતો. દિલ્હીની ગાદીએ પેહેલો મુસલમાન બાદશાહ કુતબુદ્દીન થયો. એ નીશાપુરના સોદાગરનો ગુલામ હતો. તેને સોદાગરે શાહબુદ્દીનને ભેટ કર્યો હતો. શાહબુદ્દીને કુતબુદ્દીનને સરૂપવાન, હોશિઆર અને ડાહ્યો જાણી પોતાની પાસે રાખી, તેને ભણાવી ગણાવી લડાઇના કામમાં માહિતગાર કર્યો. તેણે **કુતુબ મિનારો** ચણાવવાનું શરૂ કર્યું. તે ૧૩ વરસ સૂબાગીરી કરી ૧૨૦૬ માં સ્વતંત્ર થયો. મુસલમાની રાજ્યની પડતીનાં મુખ્ય ત્રણ કારણ હતાં, તે આ વખતથી મંડાયાં—(૧) તાબાના સૂબાઓમાં બંડ, (૨) હિંદુરાજાઓના બંડ, અને (૩) મોગલ વગેરેના પરદેશી હુમલા.

**૨ આરામ**—૧૨૧૦-૧૨૧૧-૧ વરસ. એ કુતબુદ્દીનનો દીકરો થાય, તેનામાં દમ નહીં હોવાથી તેનો બનેવી **અલ્તમશ** ગાદીએ બેઠો.

**૩ અલ્તમશ**—૧૨૧૧-૧૨૩૬-૨૫ વરસ. એ કુતબુદ્દીનનો ગુલામ ને જમાઇ થાય. તે રૂપાળો અને બહાદુર હતો. ૧૨૧૮ માં મોગલ રાજા **જંઘિસખાં** સિંધુનદીથી પાછો વળી ગયો. અલ્તમશે ૧૨૨૫ માં સિંધ અને ૧૨૨૯ માં બખ્તીઆર ખીલજી પાસેથી બંગાળા જીત્યાં તથા ૧૨૩૧ માં માળવા જીતી ઉજ્જનનું મહાકાળેશ્વરનું દેરૂં તોડયું; તે સિવાય બહાર ને પંજાબ જીતી રાજ્યમાં વધારો કર્યો. કુતબમિનારો પૂરો કરાવ્યો.

**૪ રૂકનુદ્દીન**—૧૨૩૬–૧૨૩૬–૭ માસ. એ અલ્તમશનો **પુત્ર** દમ વગરનો હોવાથી તેની બેન રઝીયાબેગમે રાજ સંભાળ્યું.

**૫ રઝીઆબેગમ**—૧૨૩૬–૧૨૩૯–૩ વરસ. એ અલ્તમશની દીકરી કુરાન ભણેલી, હોંશિયાર અને ઇનસાફી હતી. તેણીએ પ્રથમ તો રાજ્ય સારી રીતે ચલાવ્યું. મુસલમાની રાજ્યમાં આ બાઇ સિવાય બીજી કોઈ સ્ત્રીએ રાજ્ય કર્યું નથી. તેણીએ જલાલ નામના હબશી જોડે દોસ્તી કરી તેથી તેના અમીરોએ તેને કેદખાને નાખી. પણ કેદખાનાના ચોકીદાર અલ્તુનીઆ સાથે પ્રીતિમાં પડી તેની સાથે નાશી ગઈ. પછી અંતે બંને જણ પકડાઇ માર્યાં ગયાં. આ બાઈ હલકી સોબતમાં પડી ન હોત તો તે બહુ દીપી નીકળત.

**૬ મવઝુદ્દીન**—૧૨૩૯–૧૨૪૧–૨ વરસ. એ રઝીઆબેગમનો ભાઇ હતો. તે દમ વગરનો હોવાથી ફોજે બંડ કરી તેને ગાદી પરથી ઉઠાડી મૂકી રૂકનુદ્દીનના દીકરા અલાઉદ્દીનને ગાદી આપી.

**૭ અલાઉદ્દીન**—૧૨૪૧–૧૨૪૬–૫ વરસ. એના વખતમાં મોગલોએ હુમલા કર્યા હતા. ફોજે તેને ગાદીએથી ઉઠાડી અલ્તમશના પૌત્રને ગાદી આપી. પૌત્ર એટલે દીકરાનો દીકરો.

**૮ નાસરૂદ્દીન**—૧૨૪૬–૧૨૬૫–૧૯ વરસ. એ બાદશાહ ફકીરી ચાલનો હતો. તે પોતાની બેગમ પાસે રંધાવીને જમતો અને પુસ્તકો લખાવવાણીના પૈસા આવે તેમાંથી ગુજરાન ચલાવતો. તે બહુ ભલો, ભોળો ને સાદો હતો. રાજનું બધું કામ એનો વજીર ગ્યાસુદ્દીન બુલબુન ચલાવતો. એણે બુંદેલખંડ, માળવા ને દિલ્લી વગેરેનાં બંડ સમાવી રાજ મજબૂત કર્યું. મોગલ બાદશાહ **હોલાકુખાંનો** વજીર હિંદમાં આવ્યો તેને સારૂં માન આપ્યું. અલ્તમશ અપુત્ર મરવાથી બુલબુન ગાદીએ બેઠો.

**૯ ગ્યાસુદ્દીન બુલબુન**—૧૨૬૫–૧૨૮૭–૨૨ વરસ. તે પણ

ગુલામ હતો. તે બહુ હોંશિયાર તથા અનુભવી પણ હલકા મનનો, અભિમાની અને ઘાતકી હતો. મેવાતમાં મોટું બંડ થયું માટે ત્યાંના એક લાખ માણસને તેણે મારી નાંખ્યાં. બંગાળાના સૂબા તોગ્રલબેગે બંડ કર્યું માટે તેને મારી બંગાળામાં પોતાના દીકરા **બકારાખાંને** સૂબો બનાવ્યો. મોગલોના હુમલા શાહજાદા મહમૂદે હઠાવી કાઢયા, તેમાં શાહજાદો મરાયો. હિંદુઓને રાજ્યમાં નોકરી નહીં આપવાનો ધારો કર્યો. રાજ પર ૪૦ તુર્કી ગુલામોની સત્તા હતી તે તોડી સ્વતંત્ર થયો. તેના વખતમાં મોગલોના જૂલમથી દુઃખ પામી રાજા, અમીર, કવિ વગેરે દિલ્લીમાં આવી રહ્યા. તેમાં અમીર ખુશરૂ કવિ હતો.

**૧૦ કૈકુબાદ**—૧૨૮૭–૧૨૯૦–૩વરસ. બકારાખાંને બુલબુન સાથે બનતું નહીં, માટે બકારાખાંના દીકરા કૈકુબાદને ગાદી મળી. તે ભોળો ને નબળો હોવાથી તેના ભૂંડા વજીર નિજામુદ્દીનનું જોર વધી ગયું. તેણે ઘણા સારા માણસોનો ઘાત કરાવ્યો, તથા બાદશાહને પોતાના બાપ જોડે અણબનાવ કરાવ્યો. અંતે બાદશાહે એ વજીરને ઝેર દેઇ માર્યો; પણ બાદશાહ દમ વગરનો હોવાથી ખીલજી લોકોએ ગુલામ વંશની આખર આણી.

---

# ખીલજી વંશ.

### ૧૨૯૦—૧૩૨૦—૩૦ વરસ.

**જલાલુદ્દીન**—૧૨૯૦–૧૨૯૫–૫ વરસ. એ ૭૦ વરસની ઉમરે ગાદીએ બેઠો. બાદશાહ ખીલજી જાતનો પઠાણ હોવાથી એ વંશનું નામ **ખીલજી વંશ** પડયું. ખીલજી લોકો પ્રથમ તાતાર દેશના પણ પાછળથી અફઘાનિસ્તાનના ગીલજાઇ પ્રાંતમાં આવી વસ્યા. એ બાદશાહ દયાળુ ને શૂરો હતો. ૧૨૯૨ માં મુગલો ચઢી આવ્યા, તેમને

હરાવી પાછા કાઢ્યા. ખુસખુનના ભત્રિજા મલેક જ્યાજુએ બંડ કર્યું. તેને પકડી લીધો. પણ શિક્ષા કરવાને બદલે માફી આપી. આવી દયાથી તેના રાજ્યમાં લૂટારાનું જોર વધ્યું ને બંડ થયાં. દયાળુ છતાં તેણે કૈકુબાદના બાળકને તથા મારસમાણી છે એવા વ્હેમથી તે લેવા સારૂ સીદીમૌલા ફકીરને મરાવી નંખાવ્યા. એનો ભત્રિજો અલાઉદ્દીન કરા મામનો સૂબો હતો, તેણે આઠ હજાર સ્વારોની ફોજ લઇ દેવગિરિના રાજા રામદેવ પર ચઢાઈ કરી; ત્યાંથી બહુ ધન મેળવી કરા મામમાં પાછો આવી કાકાને મળવા તેડાવ્યો. પાદશાહ મળવા આવ્યો એટલે પાપી અલાઉદ્દીને તેનો ઘાત કરાવ્યો.

**અલ્લાઉદ્દીન ખૂની**—૧૨૯૫-૧૩૧૫-૨૦ વરસ. પોતાના કાકા જલાલુદ્દીનને તથા તેના છોકરાને મારીને અને લશ્કરી માણસોને ઇનામ આપી તે ગાદીએ બેઠો. સુલેમાન નામનો તેનો ભત્રિજો હતો, તેણે ગાદી લેવા સારૂ પાદશાહને તીર માર્યું, પણ અંતે તે અને તેના બીજા બે ભાઈઓને પાદશાહે મરાવી નંખાવ્યા.

**મોગલોના હુમલા**—આ પાદશાહના વખતમાં મોગલોએ સાત વાર હુમલા કર્યા. (૧-૨) ૧૨૯૬-૯૮ પંજાબ પર કર્યા તેમાં મોગલો હાર્યા. (૩) ૧૨૯૮ **પુતલુઘખાં** (કતલઘખાં ઠેઠ દિલ્લી સુધી ચઢી આવ્યો, ત્યારે પાદશાહનો શૂરો સરદાર જાફરખાં, મોગલોને હરાવી તેમની પાછળ પડ્યો. પણ પછી મદદ નહીં આવવાથી જાફરખાં મરાયો. (૪) ૧૩૦૩ માં દિલ્લીપર કર્યો. (૫-૬-૭) ૧૩૦૪ માં રોહિલખંડપર હુમલા કર્યા.

દિલ્લીમાં મોગલો ઘણાક એકઠા થવાથી ૧૨૯૨ માં ત્રણ હજારને મુસલમાન કરી દિલ્લીમાં એક પરૂં કરી વસાવ્યા, તેને મોગલપરૂં કહે છે. બાકીના ૧૫ હજાર મોગલોને ૧૩૧૧ માં કતલ કરાવ્યા.

**જીતેલો મુલક**—(૧) ૧૨૯૭ માં ખંભાત જીત્યું, તેમાંથી

**મલેક કાફૂર** નામનો ગુલામ પકડાયો, જે આગળ જતાં પાદશાહનો પ્રધાન થયો હતો. (૨) ૧૩૦૦ રણસ્થભોરનો કિલ્લો જીત્યો. (૩) ૧૩૦૩ માં ચિત્તોડપર હલ્લો કર્યો, તે સમયે રજપૂતો પોતાની સ્ત્રીઓને બાળી નાખીને લડયા અને મરાયા (૪) ૧૩૦૪ માં પોતાના ભાઈ અલીફખાં તથા વજીર નસરતખાંને ગુજરાત ઉપર મોકલ્યા. તેમણે કરણ ઘેલાને હરાવ્યો; કરણ પોતાની દીકરી દીવાળીદેવીને લઇ બાગલાણમાં જતો રહ્યો. અલિફખાંએ કરણની રાણી કમળાદેવીને તથા ધન, હાથી, ઘોડા વગેરે કબજે કરી પાદશાહ કને મોકલી દીધાં. કમળાદેવી પાદશાહની બેગમ થઇ પછી ૧૩૦૬ માં અલિફખાંની ફોજ દક્ષિણમાં જતી હતી ત્યારે કમળાદેવીએ પાદશાહને પોતાની દીકરી દીવાળીદેવીને તેડી લાવવા કહ્યું. અલિફખાંએ પાદશાહના હુકમથી બાગલાણમાં જઇ કરણ પાસે તે દીકરી માગી, પણ કરણે રામદેવના દીકરા સંકળદેવ વેરે પરણાવી દીધી હતી. તેથી અલીફખાંએ સંકળદેવને મારી દીવાળીદેવીને દિલ્લી મોકલી આપી. ત્યાં તેને પાદશાહના વડા પુત્ર ખીજરખાં સાથે પરણાવી દીધી!

**દક્ષિણપર સ્વારી**—૧૩૦૩ માં મલેક કાફુરને ફોજ આપી વરંગુળ જીતવા મોકલ્યો. તેણે ૧૩૦૬ સુધીમાં માળવા, ખાનદેશ, મહારાષ્ટ્ર જીતી દેવગિરિ સર કર્યું. પછી વરંગુળ જીતી લૂટ્યું. ૧૩૧૦ માં કર્ણાટક જીતી **બલાલ વંશ**ની આખર આણી. ૧૩૧૨ માં ઠેઠ રામેશ્વર જીતી ત્યાં મસીદ ચણાવી.

**બંડ**—કાફુરનું જોર વધી પડવાથી દેશમાં બંડ થવા લાગ્યાં. આ બાદશાહના વખતમાં લગભગ આખો હિંદ સર થયો હતો. ગુજરાતના લોકે બંડ કરી અલિફખાંને માર્યો. રાણા હમીરે ચિત્તોડ લઇ લીધું. દક્ષિણમાં રામદેવના જમાઇ હરપાળે બંડ કરી મહારાષ્ટ્ર જીતી લઈ મુસલમાનોને કાઢી મૂક્યા. પાદશાહને જૂઠું સમજાવી કાફુરે તેની

બેગમ તથા શાહજાદાઓને કેદ કરાવ્યા. અંતે કાફુરે ૧૩૧૫માં ઝેર દઇ પાદશાહને માર્યો. ઘાતકી પાદશાહની આખરે આવી દશા થાયછે.

**ગુણદોષ**—તે શૂરો, ચતુર, હિંમતવાન, ને હોંશિયાર પણ ધર્માંધ, મહાપાપી, જૂલમી, નિમકહરામી, અભિમાની, જંગલી, અને ઘાતકી સ્વભાવનો હતો. તેથી તે "**અલાદીયો ખૂની**" કહેવાયછે. તેના ઘણા કાયદા સારા હતા. દેશ આબાદ હતો. હિંદુ રૈયત દુઃખી હતી. હિંદુનાં દેરાં તોડી તે પથરાની મસીદો ચણાવતો. લોકોને વટલાવતો. સપરમે દિવસે પણ લોકોને ભેગા થવા મના કરી હતી. કોઈની પાસે ઘણા પૈસા ભેગા થવા દેતો નહીં.

**૩ ઉમર** ૧૩૧૫–૧૩૧૬–૧ વર્ષ. કાફુરે અલાઉદ્દીનના મોટા બે દીકરાની આંખો ફોડી, ત્રીજા દીકરા મુબારકને મારવા મારા મોકલ્યા અને ચોથા દીકરા ઉમરને ગાદી આપી રાજકારભાર કરવા લાગ્યો; એટલામાં મુબારકે મારાને સમજાવી ઉલટો કાફુરને મરાવી નંખાવ્યો. **"જેવી કરણી એવી પાર ઉતરણી".**

**૪ મુબારક**–૧૩૧૬–૧૩૨૦–૪ વરસ. તે પોતાના નાના ભાઇ ઉમરની આંખો ફોડી તથા બે મોટા ભાઈઓને મારી પોતે ગાદીએ બેઠો. તેની ખુશાલીમાં તેના બાપે જેની જમીન લઇ લીધી હતી, તે તેમને પાછી આપી, સતર હજાર કેદીઓને છોડી મૂક્યા અને કેટલાક વેરા માફ કર્યા; ગુજરાતનું બંડ સમાવ્યું તથા દક્ષિણના બંડખોર હરપાળની ચામડી ઉતરડી મારી નંખાવ્યો. થોડો વખત સારી રીતે રાજ્ય ચલાવ્યું. પછી **ખુશરૂ નામના ઢેઢને** વજીરાત આપી પોતે મોજશોખ ને રંડીબાજીમાં પડ્યો. સ્ત્રીનો વેશ પેહેરી અમીરોને ત્યાં નાચવા જતો. તેને મારીને ખુશરૂ ગાદીપર બેઠો. **"જેવી મતિ એવી ગતિ".**

**૫ ખુશરૂ.** ૧૩૨૦–૧૩૨૦–૫ માસ. તેણે મલબાર દેશ જી-

ત્યો. એણે ખરા દિલથી મુસલમાની ધર્મ પાળ્યો નહીં. રાજકુટું-બના માણસોને તથા મોટા ઉમરાવોને મારી તેમની જગોએ પોતાની જાતના નોકર રાખ્યા, તેમજ રાજકુટુંબની સ્ત્રીઓને પોતાના સગા વહાલાને પરણાવી દીધી; અને કરણ વાઘેલાની દીકરી દીવાળીદેવી જે ખીજરખાં સાથે પરણી હતી, તેને પાછળથી કાફુર, મુબારક, અને છેવટે ખુશરૂ પોતે પરણ્યો. ખુશરૂની મરજી હિંદુ રાજ્ય સ્થા-પવાની હતી, પણ તે નીચ જાતનો હોવાથી હિંદુઓએ મદદ કરી નહીં. આખરે પંજાબનો સુબો ધાજીખાં તેને મારી પોતે ગાદી ઉપર બેઠો, એટલે ખીલજી વંશ પૂરો થયો.

---

# તઘલખ વંશ.

૧૩૨૦—૧૪૧૪—૯૪ વરસ.

**૧ ગ્યાસુદ્દીન** (ધાજીખાં)-૧૩૨૦-૧૩૨૫-૫ વર્ષ. એ પ્રથમ તૂર્કી ગુલામ હતો. પાછળથી પંજાબનો સૂબો થયો હતો. તેણે ખેડૂત-ના હકમાં કેટલાક સુધારા કર્યા, અને સારી રીતે રાજ્ય ચલાવી રૈ-યતને સુખ આપ્યું. તેના દીકરા જૂનાખાંએ ૧૩૨૩ માં વરંગુળ જીત્યું. પાદશાહે બંગાળા પર સ્વારી કરી ત્યાંના સૂબા બકારાખાંને તાબે કર્યો. ત્યાંથી પાછો આવતાં જુનાખાંએ લાકડાનો માંડવો કરેલો તેમાં પાદશાહ તથા બીજો દીકરો એ બે ઉતર્યા, એવામાં તે માંડ-વો પડવાથી બંને જણ મરણ પામ્યા. ગ્યાસુદ્દીને દિલ્લી પાસે તઘ-લખાબાદ નામે સુંદર કિલ્લો બંધાવી તેમાં રાજધાની કરી હતી, તે કિલ્લો હજી છે. તે પાદશાહ ડાહ્યો, નીતિવાળો ને બહાદૂર હતો, પણ અફસોસ કે તે વધારે જીવવા પામ્યો નહીં.

**૨ મહમૂદ ગાંડો** (જુમાખાં)-૧૩૨૫-૧૩૫૧-૨૬ વરસ. તે વિદ્વાન, બુદ્ધિમાન, શૂરો અને બહાદુર હતો, પણ ઘણોજ નિર્દય, ક્રોધી, હઠીલો, જુલમી અને તરંગી હોવાથી તેના સારા ગુણ ઢંકાઇ ગયા, અને તે "**મહમૂદ ગાંડો**" કહેવાયો.

**અવિચારી કામ**-(૧) મહારાષ્ટ્ર જીતી દેવગિરિનું નામ દોલતાબાદ પાડયું. ત્યાં રાજધાની કરી દિલ્લીના લોકોને દોલતાબાદ જવા હુકમ કર્યો. દિલ્લીના લોકોએ બે ત્રણ વખત જા આવ કરવાથી તથા દુકાળથી માર્ગમાં હજારો જણ મરણ પામ્યાં. (૨) પંજાબ ઉપર મોગલો ચડી આવ્યા, તેમને ધન આપી ખજાનો ખાલી કર્યો. (૩) પોતાના દેશમાં બંડ થયાં છતાં ચીન તથા ઇરાન જીતવાનું ધાર્યું. ચીન મોકલેલી ફોજ ટાઢથી હિમાલયમાં મરણ પામી. ઇરાન જનારી ફોજને પગાર ન મળવાથી વિખરાઇ ગઇ; પછી તે ફોજના માણસો લૂટારૂ બન્યા. (૪) પોતાનો એક દાંત પડી ગયો તેને મોટી ધામધુમથી દટાવી તે પર ઘણા પૈસા ખર્ચી એક કબર ચણાવી. (૫) ખજાનો ખાલી થવાથી સોના રૂપાના નાણાને ઠેકાણે તાંબા પીતળનું નાણું ચલાવ્યું, તે પરદેશમાં નહીં ચાલવાથી દેશના વેપારીઓ ખરાબખસ્ત થયા, દેશ પાયમાલ થયો, અને એ તાંબા પીતળનું નાણું પોતાના ખજાનામાં રહ્યું.

**જુલમી કામ**- (૧) વસૂલાતની રીત ચલાવીને ખેડૂતો પર જુલમ કર્યો, તેથી ખેડૂતો લૂટારા બન્યા. (૨) માણસનો શિકાર કરવાની મહા પાપી રીત ચલાવી. એક મોટો પ્રદેશ ઘેરી તેમાં આવેલા માણસોને તે ઠાર કરતો. એ રીતે તેણે કનોજના માણસોની કતલ કરાવી. (૩) શિકાર કરવાની હદમાં કોઇ માણસ પેસે તો તેને મારી નખાવતો.

**થયેલાં બંડ**—એ ગાદીએ બેઠો ત્યારે બધા કરતાં એના તા-બામાં વધારે મુલક હતો, પણ એનાજ વખતમાં પ્રાંતોના સૂબા સ્વ-તંત્ર થયા અને બંડ થયાં. (૧) ૧૩૩૮ માં તેના ભત્રિજાએ માળવામાં બંડ કર્યું તેની ચામડી ઉતરડી મારી નાંખ્યો. (૨) ૧૩૩૯ માં પંજા-બમાં મલેક બેદરામે બંડ કર્યું તેને ગરદન માર્યો. (૩) ૧૩૪૦ માં બંગાળામાં બંડ થયું તે સમ્યું નહીં. ૧૩૪૪ માં કર્ણાટક અને તેલં-ગણવાળાએ બડ કરી અનુક્રમે વિજયનગર અને વરંગુળમાં રાજધાની કરી સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં. (૫) દક્ષિણમાં ઐનુલમુલ્કે બંડ કર્યું, તે સમાવવા દક્ષિણ ગયો, એવામાં અફઘાનોએ પંજાબ લૂટયું. (૬) ૧૩૪૭ માં ગુજરાતમાં ઉઠેલ બંડ સમાવ્યું (૭) બેદરમાં બંડ થયું તમા હસનગંગુ (જાફરખાં) એ ૧૩૪૭ માં કલબુર્ગમાં બ્રાહ્મણી વં-શનું રાજ સ્થાપ્યું. એ જાફરખાં દિલ્હીમાં કાંગો નામના બ્રાહ્મણને ત્યાં ગુલામ હતો. તે બ્રાહ્મણે તેને છૂટો કરી કહ્યું કે તું આગળ જતાં રાજા થઈશ. તે પ્રમાણે તે રાજા થયો, તથા તે બ્રાહ્મણને બોલાવી ખ-જાનાનો ઉપરી બનાવ્યો ને તેના વંશનું નામ બ્રાહ્મણી વંશ પાડી કાંગોનું નામ અમર કર્યું. (૮) આ બંડોમાં પાદશાહને આમ તેમ ના-સવું પડતું એવામાં ગુજરાતમાં ફરી બંડ થયું. એ બંડખોરોને સુરત તથા ભરૂચ આગળ હરાવ્યા. પછી સુરત ને ખંભાત લૂટી બંડખો-રોની પાછળ મહમૂદ તઘલખ સિંધમાં ગયો, ત્યાં નગરઠઠ્ઠામાં ૧૩૫૧ માં મરણ પામ્યો. વિદ્વાન ને અનુભવી સલાહકારની સલાહ નહીં ગણકારતાં ગાંડા ઘેલા તર્ક પ્રમાણે જે ચાલેછે તેના રાજ્યની આવી માઠી દશા થાયછે. એ બાદશાહનો વજીર **ક્વાજાજહાંન** જુવાનપુ-રનો સૂબો થયો હતો, તેણે ૧૩૯૩ માં ત્યાં સ્વતંત્ર રાજ સ્થાપ્યું.

**૩ ફિરોઝુદ્દીન** (ફિરોઝશાહ)—૧૩૫૧–૧૩૮૮–૩૭ વરસ. તે મહમૂદ તઘલખનો ભત્રિજો થાય. તે દયાળુ, ઇનસાફી ને પરોપકારી

પણ માલ વિનાનો હતો, તેથી તેણે બંગાળા તથા દક્ષિણના રાજ્યો-ની સ્વતંત્રતા કબૂલ કરી. ગુજરાતના સૂબા સમસુદ્દીનને લોકોએ બંડ કરી મારી નાંખ્યો તેથી પાદશાહે ગુજરાતના તથા સિંધના બંડખો-રોનું મન મનાવી શાંતિથી લોકોપયોગી કામ કર્યાં, (૧) વેરા ઓછા કર્યા. (૨) રીબાવીને મારવાની તથા નાક કાન કાપવાની રીત બંધ કરી. (૩) દરેક ખેડૂતે સરકારને કેટલો વેરો આપવો તે નક્કી કર્યું. (૪) તેણે ૩૦ પાઠશાળા, ૧૦૦ ધર્મશાળા, ૧૦૦ દવાખાના, અને ૧૦૦ હમામખાના એટલે નહાવાની જગ્યાઓ, કૂવા, તળાવ વીગેરે બંધાવ્યાં. ખેતીના કામ સારૂ નદીઓની નેહેરો બંધાવી. તેમાં જમનાની નેહેર હજુ સુધી છે, તે હાલ ઈંગ્રેજ સરકારે સમરાવી છે. તેના વજીરે પાદશાહ તથા શાહજાદા વચ્ચે અણબનાવ કરાવ્યો, પણ શાહજાદાએ પાદશાહનો વેહેમ દૂર કર્યો. વજીર માર્યો ગયો. તે પાદશાહ ૯૦ વરસની ઉમરે ૧૩૮૮ માં મુઓ.

૪ **ગ્યાસુદ્દીન બીજો**—૧૩૮૮-૧૩૮૯-૧ વરસ. એ ફિરો-જશાહનો પૌત્ર થાય. તે તેના પિત્રાઇઓની મદદથી ગાદીએ બેઠો, પણ પાછળથી અણબનાવ થવાથી તેના ભાઇ અબુબકરને ગાદી આપી તેને મારી નાંખ્યો.

૫ **અબુબકર**—૧૩૮૯-૧૩૮૯-૧॥ માસ. એને ગાદીએથી ઉઠાડી નાસરૂદ્દીન ગાદીએ બેઠો.

૬ **નાસરૂદ્દીન**—૧૩૮૯-૧૩૯૨-૩ વરસ. એ ફિરોજશાહનો દીકરો થાય. તે નબળો હોવાથી રૈયત ગાંઠતી નહીં. તેની પછી તેનો દીકરો સિકંદર બેઠો.

૭ **સિકંદર**—૧૩૯૨-૧૩૯૨-૧ માસ રાજ કરી મરણ પા-મવાથી તેનો ભાઈ મહમૂદ ગાદીએ બેઠો.

**મહમૂદ બીજો**—૧૩૯૨-૧૪૧૨-૨૦વરસ. તે નાનો હોવાથી

બા વગેરે ગાંઠતા નહીં, તેથી ગુજરાતનો સૂબો મુજફ્ફરખાં ૧૩૯૧ માં જુવાનપુરમાં ખાંજહાં (ક્વાજાજહાંન) ૧૩૯૪ માં, અને દિલાવર ગોરી માળવામાં ૧૪૦૧ માં સ્વતંત્ર થયા. ૧૩૯૮માં તાતાર દેશના મોગલ પાદશાહ તૈમૂરે મોટી ફોજ સાથે દિલ્લી પર સ્વારી કરી, તેની રાંજધાની સમરકંદમાં હતી. તૈમૂર ઘણો શૂરો પણ ઢોંગી, જંગલીને ઘાતકી હતો. હિંદમાં લૂટતો, બાળતો ને નાશ કરતો આવ્યો, તેથી મહમૂદ ગુજરાત તરફ નાશી ગયો. તૈમૂરે દિલ્લીમાં પાંચ દિવસ કતલ ચલાવી, લૂટયું ને બાળ્યું. પુષ્કળ લૂટ કરી હજારો માણસોને કેદ કરી વિજળીની પેઠે એકદમ ચાલ્યો ગયો. રસ્તે જતાં મીરતમાં કતલ કરી. તૈમૂર ગયા પછી મહમૂદ ગુજરાતમાંથી પાછો આવી રાજ કરવા લાગ્યો, ને ૧૪૧૨માં મરણ પામ્યો. એ તઘલખ વંશનો છેલ્લો રાજા હતો.

**૯ દોલતખાં લોદી**–૧૪૧૨–૧૪૧૪–૨ વરસ. ગાદીનો વારસ કોઇ નહીં હોવાથી સરદાર દોલતખાંએ બે વરસ રાજ્ય કર્યું, એટલામાં મુલતાનના સૂબા ખીજરખાંએ આવીને કહ્યું કે હું તૈમૂરનો મૂકેલો સૂબો છું એમ કહી તેની પાસેથી રાજ ખુંચવી લીધું, એટલે સૈયદવંશી રાજ્યની સ્થાપના થઇ.

——:o:——

# સૈયદ વંશ.

૧૪૧૪–૧૪૫૦–૩૬ વરસ.

**૧ ખીજરખાં**–૧૪૧૪–૧૪૨૧–૭ વરસ. એ સૈયદ હોવાથી સૈયદવંશ નામ પડયું, તે ૭ વરસ રાજ કરી મરણ પામ્યો.

**૨ મુબારક**––૧૪૨૧–૧૪૩૩–૧૨ વરસ. મોગલો તથા મેહિલા સાથે લડાઇ કરી હતી.

**૩ મહમૂદ**—૧૪૩૩–૧૪૪૩–૧૦ વરસ. જુવાનપુર તર્ફ

માળવાના સુબાએ કેટલાક પ્રાંત જીતી લીધા.

૪ **અલાઉદ્દીન**—૧૪૪૩–૧૪૫૦–૭ વરસ. આ નબળા પાદશાહના વખતમાં પ્રાંતોના સુબા સ્વતંત્ર થયા. તેના રાજ્યની હદ અર્ધા ગાઉથી તે આઠ ગાઉ સુધી આવી ગઇ હતી. તેથી તે રાજ ૧૪૫૦ માં બહિલોલ લોદીને સોંપી દિલ્લીથી ૭૦ ગાઉ પર આવેલા પોતાના બુદાયુન ગામમાં રેહેવા ગયો.



## લોદી વંશ.

૧૪૫૦–૧૫૨૬–૭૬ વરસ.

૧ **બહિલોલખાં**-૧૪૫૦–૧૪૮૮–૩૮ વરસ. તે શૂરો અને બહાદુર હતો. તેણે જુવાનપુરના રાજા સાથે ૨૬ વરસ લડાઇ કરી તેનો મુલક જીતી પોતાના રાજ્યમાં વધારો કર્યો. તેમજ તેના કાકા પાસેથી મુલતાન પ્રાંત મળ્યો. તેણે જમનાથી હિમાલય ને કાશી વચ્ચેનો મુલક મેળવ્યો.

૨ સિકંદર-૧૪૮૮–૧૫૧૭–૨૯ વરસ. એ બહિલોલખાંનો દીકરો થાય. તેણે બંગાળા ને બહાર જીત્યાં. તેના વખતમાં દિલ્લીમાંથી આગ્રામાં રાજગાદી થઇ. ફિરંગી લોકો ૧૪૯૮ માં વેપાર અર્થે હિંદમાં આવ્યા, ને પંજાબમાં **નાનકશાહે** નવો સીખ ધર્મ ચલાવ્યો. સિકંદર ઘણો વિદ્વાન, ઇનસાફી ને કવિ હતો, પણ ધર્માંધપણાથી હિંદુઓને બહુ દુઃખ દેતો.

૩ **ઇબ્રાહીમ**-૧૫૧૭–૧૫૨૬–૯ વરસ. એ સિકંદરનો પુત્ર થાય, તે નબળો અને મૂર્ખ હતો. તેણે બાપદાદાનું મેળવેલું રાજ્ય ખોયું. પંજાબના સુબા દોલતખાં લોદીએ કાબુલના રાજા બાબરને હિંદમાં બોલાવ્યો. તેણે આવીને ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં ઈબ્રાહિમ લોદીને હરાવીને મારી નાંખ્યો, એટલે લોદી વંશ પૂરો થયો.



## સામાન્ય હકિકત.

કુતબુદ્દીનથી માંડીને બાબર આવતાં સુધીમાં દિલ્લીની ગાદીએ ગુલામ, ખિલજી, તઘલખ, સૈયદ અને લોદી, એ પાંચ વંશના રાજા થયા. એ બધા પઠાણ વંશના હોવાથી તે **પઠાણ રાજ્ય** કહેવાય છે. બાબર મોગલ હતો. મોગલો તાતારના વતની હતા. તેઓ પ્રથમ બૌદ્ધ ધર્મી હતા. અલાઉદ્દીન ખિલજીના વખતથી તેઓ મુસલમાન થયા. બાબર મુસલમાની ધર્મમાં હતો. અલ્તમશના (૧૨૧૦થી) વખતથી મોગલોની ચડાઇ હિંદપર થયાકર કરતી, અને આખરે એ અંતીલા લોકો હિન્દના ધણી થયા, ઈ. સ. ૧૫૨૬.



## પ્રકરણ ૬ ઠું.

# હિંદમાં મુગલાઇ રાજ્ય.

## મોગલ વંશ.

૧૫૨૬–૧૮૫૮–૩૩૨ વરસ.

**૧ બાબર**—૧૫૨૬–૧૫૩૦–૪ વરસ. તાતારમાં મોંગોલિયા પ્રાંત છે, ત્યાંના વતની તે મોગલ. તેનો વંશ તે મોગલ વંશ. બાબર એ તૈમૂરથી છઠ્ઠો પુરૂષ હતો. તેના બાપનું નામ શેખ મીરજાં હતું. તેનું મૂળ રાજ્ય તાતારના ફરઘાન (ખોકાન) પ્રાંતમાં હતું. ત્યાં બાબર ૧૪૯૪ માં ૧૨ વરસની ઉંમરે ગાદીએ બેઠો. ૧૪૯૭માં તેણે તૈમૂરની રાજધાની સમરકંદ જીતી ત્યાં રાજધાની કરી. તેના કાકાની સાથે તથા ઉસ્બેક લોકોની સાથે બાબરને ઘણીવાર લડાઈઓ ને હારજીત થઇ. છેવટે તેણે ૧૫૦૪માં કાબુલનું રાજ્ય લીધું. કાબુલ

ળગાં ૨૨ વરસ રાજ કર્યા પછી પંજાબના સૂબા દોલતખાં લોદીના તેડાવ્યાથી બાબર દિલ્હીના પાદશાહ ઇબ્રાહીમ પર ચડી આવ્યો. ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમને લડાઇમાં મારીને બાબર હિંદ-નો ધણી થયો. તે વખતે બંગાળા, બહાર, ગુજરાત, મેવાડ વગેરે-માં સ્વતંત્ર રાજ્ય હતાં. તેમાં મેવાડનો રાણો સંગ તથા મેવાતનો રાજા હસનખાં સંપ કરી બાબર સાથે લડવા આવ્યા. ૧૫૨૭ માં ફતેપુરસિક્રી આગળ લડાઇ થઇ, તેમાં બાબર મુસ્કેલીથી જીત્યો. એ સમયે તેણે દારૂ પીવાની બાધા લીધી હતી. ૧૫૨૮ માં ચંદે-રીના રાજા મેદનીરાયને હરાવી ચંદેરી જીત્યું. છેવટે અયોધ્યા, બંગાળા અને બહાર જીતી રાજ્યમાં વધારો કર્યો. તેના કબજામાં સમરકંદ, બલ્ખ, કાબુલ, અને પંજાબથી બંગાળા સુધીનો મુલક હતો. પાટવી કુંવર હુમાયુ માંદો પડ્યો ત્યારે તેના ખાટલા ફરતા ચાર ફેરા ફરી બાબરે પ્રભુ પ્રાર્થના કરી હતી કે "હુમાયુને જીવતો રાખીને તેને બદલે મારૂં મોત આણો." પછી ૧૫૩૦ માં ૪૮ વરસ ની ઉમરે બાબર આગ્રામાં મરણ પામ્યો, તેના શબને કાબુલમાં દાટ્યું.

**બાબરના ગુણદોષ**—તે શૂરો, ધીરજવાન, ચતુર, માયાળુ, ઉદ્યોગી અને પરોપકારી હતો. પણ લોભ એ તેનામાં મોટો અવગુણ હ-તો. પંડે ફારશી ને તુર્કી ભાષામાં કવિતા કરતો. તેને ફળફૂલનો બહુ શોખ હતો. તેણે પોતાનું જન્મ ચરિત્ર લખ્યું છે. મુસાફરીના કા-મમાં તે હોશિયાર હતો. તેની રૈયત સુખી હતી.

**૨ હુમાયુ–૧૫૩૦–૧૫૫૬–૨૬ વરસ.** બાબરને ચાર પુત્ર હ-તા. તેમણે બાબરનું રાજ્ય વહેંચી લીધું. વડા પુત્ર હુમાયુને દિલ્હી ને આગ્રા પ્રાંતો મળ્યા. બીજા ભાઇ કામરાનને કાબુલ ને પંજાબનો કેટલોક ભાગ મળ્યો. આથી બાબરને તે તરફની મદદ મળતી તે હુ-માયુને મળવી બંધ થઇ, કારણ કે તે પ્રાંતો કામરાનના કબજામાં ગ

ભા ત્રીજા ભાઇ મીરજાઅસ્કરીને મેવાત ને કંદહાર, તથા ચોથા ભાઇ હિંદાલને સંભલ પ્રાંત મળ્યો.

ગુજરાતના પાદશાહ બહાદુરશાહે ઈબ્રાહીમ લોદીના કાકા અલાઉદ્દીન લોદીને આશરો આપવાથી હુમાયુએ તે બંનેને ૧૫૩૫ માં મંદેસર આગળ હરાવી ચાંપાનેર જીતી લીધું. પઠાણોને મુગલાઈ રાજ્ય ગમતું નહીં, માટે ચુનારગઢના સૂબા શિરશાહે બંગાળા ને બહાર જીતી લીધાં. હુમાયુ તેને સજા કરવા ગુજરાતમાંથી એકદમ આવ્યો, પણ શિરશાહે હુમાયુને ૧૫૩૯ માં બકસર આગળ અને ૧૫૪૦ માં કનોજ આગળ હરાવી નસાડ્યો. હુમાયુ પોતાના કુટુંબ સાથે સિંધમાં ગયો. આવા સંકટમાં ઇ૦ સ૦ ૧૫૪૨ માં તેની રાણી હમીદાએ ઉમરકોટમાં પુત્રને જન્મ આપ્યો, તેનું નામ અકબર પાડ્યું. પુત્ર જન્મ વખતની ખુશાલીમાં હુમાયુએ પોતાના માણસોમાં કસ્તુરી વેહેંચી અને કહ્યું કે આ બાળકની આબરૂ કસ્તુરીની માફક ફેલાશે; હુમાયુ પોતાની રાણી તથા પુત્રને કંદહારમાં મીરજાઅસ્કરી પાસે મૂકી પોતે ઇરાન ગયો. ઈરાનથી પાછો આવ્યો તેટલો વખત હિંદની ગાદીએ શિરશાહના વંશજોએ રાજ્ય કર્યું.



## પઠાણ રાજ્ય-શૂરવંશ.

૧૫૪૦-૧૫૫૬-૧૬ વરસ.

**૧ શિરશાહ**-૧૫૪૦—૧૫૪૫—૫ વરસ. તે હુમાયુને હરાવી ૧૫૪૦ માં પાદશાહ થયો. તેણે માળવા જીત્યો, તથા જોધપુર ઉપર હુમલો કરી ત્યાંના રાજા માલદેવ અને તેના પ્રધાન કુંભા વચ્ચે અણબનાવ કરાવવા ઉપાય કર્યો; તેમાં શિરશાહ ફાવ્યો નહીં તોપણ

આખરે શિરશાહ જીત્યો. રાયસેનના કિલ્લામાંના રજપૂતોને અભય વચન આપી પછી રીબાવી રીબાવીને માર્યા. ત્યાર પછી કલિંજરને ઘેરો ઘાલ્યો, તેમાં દારૂખાનું સળગવાથી તે બળી મુઓ.

**તેના ગુણ દોષ**—તે ડાહ્યો, શૂરો અને પરોપકારી, પણ લોભી અને વિશ્વાસઘાતી હતો. તેણે રૈયતના સુખ સારૂ વાવ, કૂવા, તળાવ, ધર્મશાળા, સડકો, મસીદો અને સદાવ્રત્તો બંધાવ્યાં હતાં. બંગાળાથી સિંધુ નદી સુધી ચાર મહિનાની વાટછે તેટલે બધે રસ્તે સડક બંધાવી તેની બન્ને બાજુએ ઝાડ રોપાવ્યાં. તેને આદિલશાહ ને સલીમશાહ નામે બે પુત્ર હતા.

**૨ સલીમશાહ**—૧૫૪૫-૧૫૫૩-૮ વરસ. શિરશાહના મોટા દીકરા આદિલશાહમાં દમ ન હોવાથી નાનો દીકરો સલીમશાહ ગાદીએ બેઠો. તેણે દિલ્લીમાં સલીમગઢ બંધાવ્યો, તે હજી છે. તે ગ્વાલીઅર ગઢમાં મરણ પામવાથી તેના દીકરાને મારી આદિલશાહ ગાદીએ બેઠો.

**૩ આદિલશાહ**—૧૫૫૩-૧૫૫૬-૩ વરસ. એ નબળો અને ઉડાઉ હતો. તેણે ખજાનો ઉડાવી દીધો. પછી પૈસાની તંગીથી અમીરોની જાગીરો જપ્ત કરવા લાગ્યો. તેથી અમીરો સામા થયા અને પ્રાંતો કબજે કરવા લાગ્યા. એવામાં હુમાયુ ઈરાનથી આવ્યો તેણે ૧૫૫૬ માં શૂરવંશની આખર આણી.



# મોગલાઇ રાજ્ય.

**હુમાયુ**—ઇરાનમાં ગયો ત્યારે ત્યાંના રાજા તમસ્પે માન આપ્યું. હુમાયુ પોતાનો સુન્ની પંથ છોડી તમસ્પ પાદશાહનો શીઆપંથ માનવા કબૂલ થયો તેથી તમસ્પે ૧૪૦૦૦ સ્વાર મદદમાં આપ્યા.

પ્રધાન બેહેરામખાં હુમાયુંને આવી મળ્યો. બંને એકઠા થઈ કામરાન વગેરે ભાઇઓને હરાવી હિંદમાં આવ્યા એ વેળા સુરવંશનો આદિલશાહ હતો તેના વજીર હેમુ અને હુમાયુના વજીર બેહેરામખાંની વચ્ચે પાણીપત આગળ ૧૫૫૬ માં મોટી લડાઈ થઇ. તેમાં આદિલશાહ તથા હેમુ માર્યા ગયા. અને હુમાયુ પાછો ગાદીપર બેઠો, પણ તેજ સાલમાં નીસરણીથી ઉતરતાં પડી જવાથી તે મરણ પામ્યો. હુમાયુ પાદશાહ શૂરો ને ઉદાર હતો. તેની પછી અકબર ગાદીએ બેઠો.

**૩ અકબર—૧૫૫૬—૧૬૦૫-૪૯ વરસ.** તે ગાદીએ બેઠો ત્યારે ૧૩ વરસની છેક નાની ઉમરનો હતો, તેથી તમામ રાજ કારભાર તેનો વજીર બેહેરામખાં (ચીનકીલીચખાં અથવા ખાનબાબા) ચલાવતો. તે વજીર બહાદુર ને શૂરો; પણ ઘાતકી, અહંકારી ને કંજુસ હતો. તેણે અકબરના મળતીઆને મારી નાંખ્યા, તે વાત અકબરને ગમી નહીં તેથી તે બાદશાહ છાનોમાનો આગ્રેથી દિલ્લી ગયો ને ત્યાં પોતાના નામની દુવાઇ ફેરવી; તેથી બેહેરામખાંએ ખીજવાઇને પંજાબમાં બંડ ઉઠાવ્યું. અકબરે તેને પકડ્યો, પણ જૂનો નોકર તથા સૈયદ જાણી માફી બક્ષી મક્કે જવા રજા આપી. પછી તેને ગુજરાતમાં કોઇ પઠાણે આગલી દુશ્મનાઈથી મારી નાંખ્યો. બેહેરામે અકબરના શત્રુ સિકંદરસૂરને અંબાલા આગળ ૧૭૫૭ માં હરાવ્યો હતો. અકબરના રાજ્યમાં બનેલા બનાવ નીચે મુજબ—

**૧ ફાટી ગયેલા સરદારોને વશ કર્યા.—(૧) ખાનજમાનને** બુરહાનપુરમાં શત્રુની દેખરેખ રાખવા સારૂ રાખેલો તેણે બંડ કર્યું, તેમાં તે માર્યો ગયો. (૨) **આદમખાં**—માળવામાં **સ્વતંત્ર** થઇ પડેલો, તેને કબજે કરવાથી તેણે રીસથી પાદશાહી મેહેલમાં આવી વજીરને માર્યો, જેથી અકબરે આદમખાંને તેજ મેહેલની બારીએથી ફેંકી દેવરાવી મારી નંખાવ્યો. (૩) **હકીમે પંજાબમાં બંડ કરવાથી કાબુલ લઇ લીધું.**

(૪) મીરજાએ બંડ કર્યું માટે તેને ગુજરાતમાં નસાડી મૂકયો. એ રીતે સરદારોને વશ કરી પોતાનો દાબ બેસાડયો, ઈ. સ. ૧૫૬૬.

**૨ રજપૂત રાજયો જીત્યાં**-(૧) જેપુરના રાજા બહારમલની કન્યા સાથે તથા (૨) જોધપુરના રાજાની કુંવરી જોધબા સાથે અકબર પરણ્યો તથા બહારમલના પુત્ર ભગવાનદાસની કુંવરી વેરે પોતાના દીકરા સલીમનું સગપણ કર્યું. (૩) ચિત્તોડના રાજા ઉદયસિંહે ( સંગના પુત્રે ) મુસલમાનને દીકરી આપવા ના કહી, તેથી અકબરે ૧૫૫૮ માં ચિત્તોડ ઉપર ચડાઈ કરી ત્યારે ઉદયસિંહ નાઠો; પણ તેનો વજીર જયમલ ૮૦૦૦ રજપૂતો લઈ લડયો ને તમામ રજપૂતો સાથે પોતે મરાયો. ઉદયસિંહના પુત્ર પ્રતાપસિંહે પોતાનો મુલક પાછો મેળવી ઉદેપુર વસાવી ત્યાં રાજધાની કરી. **પ્રતાપસિંહે** ૧૫૭૬ માં અકબર સાથે પ્રખ્યાત **હલદીઘાટ**ની લડાઈ કરી પણ નમ્યો નહીં; તેમજ કન્યા પણ આપી નહીં; તેથી તે ઉચ કુળના ગણાય છે. પ્રતાપસિંહના વંશજો હાલ પણ ઉદેપુરમાં રાજ્ય કરે છે. પોતાના બાપદાદાની પેઠે અકબરને પરદેશથી લશ્કરી મદદ મળતી બંધ થઈ હતી પણ આવી રીતે રજપૂતો સાથે સબંધ બાંધવાથી તે ખોટ પૂરી પડી.

**૩ હિંદુઓને રાજી કર્યા.**—(૧) દરેક માણસને પોતાની મરજીમાં આવે તે ધર્મ પાળવાની છૂટ આપી. (૨) જોધબાએ સલીમ નામના કુંવરને જન્મ આપ્યો, ત્યારે અકબરે જજિઆવેરો તથા જાત્રા વેરો માફ કર્યો. (૩) જેપુરના રાજા ભગવાનદાસને તથા તેના કુંવર માનસિંગને પોતાના સેનાપતિ બનાવ્યા. (૪) જોધપુરના ટોડરમલને વસુલાત ખાતાનો ઉપરી ઠરાવ્યો. હિંદુઓને મોટી જગાઓ આપી. આવી રીતે હિંદુઓને અનેક રીતે રાજી કરવાથી તેઓએ એક દિલથી અકબરને મદદ કરી.

**૪ મુસલમાની સ્વતંત્ર રાજ્યો જીત્યાં**—(૧) માળવાં ૧૫૭૨ માં જીત્યું. (૨) ગુજરાત ૧૫૭૩ માં જીત્યું, તે વખતે ત્યાં મુઝફ્ફર ત્રીજો પાદશાહ હતો; તે નબળો હોવાથી તેના સરદારો તોફાન કરતા, તે અટકાવવા તેના વજીર એતમદખાંએ અકબરની મદદ માગી. તેણે મીરઝાંના કબીલાને કાઢી મૂકીને મુજફરને પકડી દિલ્લી મોકલતાં તેણે રસ્તામાં આપઘાત કર્યો; તેથી ૧૫૯૩ માં ગુજરાત ખાલસા કર્યું. (૩) બંગાળામાં સુરવંશનો દાઉદ રાજ કરતો હતો, તેને મારીને ટોડરમલે તે પ્રાંત ૧૫૭૬માં જીત્યો અને ૧૫૯૨માં ખાલસા કર્યો. (૪) કાશ્મીર ૧૫૯૨ માં જીત્યું. (૫) કાબુલ ૧૫૮૫ માં પોતાનો ભાઇ હકીમ મરી જવાથી તાબે કર્યું. (૬) સિંધ ૧૫૯૨ માં જીત્યું. (૭) કંદહાર ૧૫૯૨ માં ઈરાનીશાહ પાસેથી જીતી લીધું. (૮) ઓઢીઆ ૧૫૭૪ માં ટોડરમલે જીત્યું તે ૧૫૮૬ માં માનસિંગે ખાલસા કર્યું.

**૫ દક્ષિણપર સ્વારી**—અહમદનગરની ગાદી માટે ચાર જણ દાવો કરતા હતા, તેમાં એક જણે અકબરની મદદ માગી, તેથી અકબરે પોતાના દીકરા મુરાદ તથા મીરઝાખાંને અહમદનગર મોકલ્યા. ત્યારે બહાદુર સુલતાના **ચાંદબીબી** તેમના સામી થઇ, અને મુગલ લશ્કરને હરાવ્યું, પણ પાછળથી ૧૫૯૬ માં તેમની સાથે સલાહ કરી, તેમાં ચાંદબીબીએ અકબરને વરાડ પ્રાંત આપ્યો. બીજીવાર તકરાર ઉઠવાથી અકબર પડે ગયો, એવામાં ચાંદબીબીને કોઇએ મારી નાખી. અકબરે અહમદનગર પર પોતાની સત્તા બેસાડી. ત્યાંથી વળતાં ખાનદેશ જીતી ત્યાં પોતાના દીકરા દાનીઆલને સૂબો નીમ્યો. દાનીઆલનું સગપણ વિજાપુરના રાજાની કુંવરી વેરે કર્યું હતું. દાનીઆલ ૧૬૦૪ માં દારૂના વ્યસનથી મરણ પામ્યો.

**૬ યુસફ્જી લોક**--એ લોક પેશાવરની પાસેના મેદાનમાં રહેતા

તેઓ રોશનીઆ કે પ્રકાશવાળા કહેવાતા. તેમણે બંડ કરવાથી અકબરે પોતાના દૂધભાઇ જેનખાં તથા વજીર બીરબલને ફોજ આપી મોકલ્યા, પણ બંનેમાં કુસંપ હોવાથી બીરબલ મરાગો ને જેનખાં નાશી ગયો. તેથી અકબરે માનસિંગ તથા ટોડરમલને મોકલ્યા. તેમણે એ લોકના સરદાર જલાલને ૧૬૦૦ માં માર્યો, તોપણ એ લોક બરાબર તાબે થયા નહીં.

**૭ અકબરના સુધારા**-(૧) નોકરી આપવામાં જાતિભેદ કે ધર્મભેદ ગણ્યો નહીં. (૨) જજિયાવેરો ને જાત્રાવેરો માફ કર્યા. (૩) સૌને ગમે તે ધર્મ પાળવાની છૂટ આપી. (૪) બાળલગ્ન બંધ કર્યા. ૫) સતી થવાનો તથા પશુ હોમવાનો ચાલ બંધ કર્યો (૬) પુનર્લગ્ન કરવાની છૂટ આપી. (૭ વિદ્વાનોને આશરો આપ્યો (૮) જમાબંધીની રીત બાંધી. (૯) રામાયણ તથા મહાભારતના ફારસીમાં તરજુમો કરાવ્યો, એ વગેરે બીજો અનેક જાતનો સુધારો કરી રૈયતને ઘણું સુખ આપ્યું.

**અકબરની રાજ્ય રચના**—રાજ્યના પંદર ભાગ કરી તેપર સૂબા ઠરાવ્યા. લશ્કરી, ન્યાય, ને વસૂલાત, એ ત્રણ ખાતાં તે સૂબાના તાબામાં રાખ્યાં સેનાપતિ વગેરેને જાગીરને બદલે પગાર આપવા ધારો કર્યો.

**૯ જમાબંધીની રીત**—ત્રણ છે. (૧) એક સરખા માપથી બધી જમીન મપાવી. (૨) જમીનની ત્રણ જાત ઉત્તમ, મધ્યમ, ને કનિષ્ટ ઠરાવી, તે દરેકમાં સરેરાસ દર વીઘે કેટલો પાક થાય છે તે નક્કી કર્યું. (૩) ઉપજમાંથી ત્રીજો ભાગ સરકારનો ઠરાવ્યો; પણ પાક થોડો થાય અથવા બીજી કાંઇ હરકત થાય તો છૂટ મૂકતા હતા. રોકડ અથવા દાણા જે આપે તે લેતા. પાછળથી દશ દશ વર્ષે એ જમાબંધી ફરીને કરવાનું ઠરાવ્યું. અકબરના રાજ્યમાં જમીનવેરો

૧૭ા ક્રોડ રૂપિયા આવતા ને કુલ પેદાશ ૪૨ ક્રોડ રૂપિયાની થતી હતી.

**૧૦ તેના પ્રધાનો.**-(૧) **ટોડરમલ**—એણે જમાબંધીની રીતો બાંધી. (૨) **અબુલફજલ**—એ વસુલાતી અધિકારી હતો, અને તેણે **"આઇને અકબરી"** એટલે અકબરના કાયદાનું પુસ્તક બનાવ્યું. તેને ૧૬૦૩ માં સલીમે મરાવ્યો. (૩) **ફૈજી**-એ અબુલફજલનો ભાઇ થાય, તેણે રામાયણ, મહાભારત અને બાઇબલનો ફારસી માં તરજુમો કર્યો. (૪) **માનસિંગ**—એ મોટો લશ્કરી સુબો હતો. તેણે પંજાબ, ઓઢીઆ, કાબુલ વગેરે જીતવામાં બહાદુરી કરી હતી. (૫) **ભગવાનસિંહ**—એ પંજાબનો સૂબો હતો. (૬) **બીરબલ**—એ ઘણો શૂરો, કવિ, અને અકબરનો મિત્ર હતો. (૭) **જેનખાં**—અને (૮) **મીરજાં.**

જગન્નાથ પંડિત, તાનસેન ગવૈયો, અને ગંગ કવિ વગેરે પંડિતો અકબરની હજુરમાં રહેતા.

**૧૧ ધર્મ**—તેના રાજ્યમાં મુસલમાની, હિંદુ, ખ્રીસ્તિ, ને જરતોસ્ત વગેરે ધર્મ ચાલતા. બધા ધર્મના વિદ્વાનોને દર શુક્રવારે ભેગા કરી તે પરસ્પર ચરચા કરાવતો. અકબર સવારમાં હમેશાં સૂર્યની પૂજા કરતો. એક નવો ધર્મ ચલાવવાની તેને બહુજ ઇચ્છા હતી.

**૧૨ સામાન્ય હકિકત**—અકબરને ત્રણ પુત્ર હતા—૧ **સલીમ,** ૨ **દાનીઆલ,** ને ૩ **મુરાદ.** છેલ્લા બે દારૂના વ્યસનથી મરણ પામ્યા હતા. સલીમ પણ દારૂથી ખરાબ થયો. તેણે પોતાના દીકરા ખુશરૂ સાથે કજીઓ કર્યો. ખુશરૂના મામા માનસિંહ વગેરે કેટલાક રજપૂતોની મરજી ખુશરૂને ગાદી આપાવવાની હતી, પણ અકબરે પોતાની તરવાર સલીમને બંધાવી સર્વને શાંત કરી. એ મહાન રાજા **૧૬૦૫** ના સપ્ટેમ્બર માસમાં મરણ પામ્યો. તેનું શબ આગ્રામાં સિકંદ્રાના રોજામાં દાટ્યું છે. તેની કબર મોટી

વખાણવા જોગ છે. આગ્રાનો કિલ્લો ૧૫૬૬ માં અને અટકનો કિલ્લો ૧૫૮૧ માં અકબરે બંધાવ્યો હતો. **અકબરના વખતમાં ઈંગ્લાંડની ગાદીએ ઇલિઝાબેથ રાણી હતી.**

**તેના** ગુણ—તે શૂરવીર, ચંચળ, મિતાહારી, બુદ્ધિમાન, થોડું ઉંઘનાર, સમયસૂચક, લાંબી નજરવાળો, નીતિવાળો, અને સાદો હતો. ચાલવામાં ને ઘોડે ચડવામાં કાબેલ હતો. તેની રૈયત બહુ સુખી હતી. **મુસલમાની રાજાઓમાં સર્વેથી સારો રાજા અકબર હતો.** તે આગ્રેથી અજમેર ૧૧૦ ગાઉ દૂર બે દિવસમાં ઘોડે ચડી જતો. વળી તે માયાળુ, દયાળુ, ઉદ્યોગી, નિષ્પક્ષપાતી, વિદ્યાનો પ્રેમી અને શિકારનો શોખી હતો. તેનાથી તેના શત્રુઓ ઘણુંજ ડરતા હતા. પોતાને ચડવા સારૂ ૫૦૦૦ હાથી ને ૨૦૦૦ ઘોડા રાખ્યા હતા. અકબર કદે ઉંચો, રંગે ગોરો, શરીરે મજબૂત અને રૂપાળો હતો.

**૪ જહાંગીર—૧૬૦૫-૧૬૨૭-૨૨ વર્ષ.** સલીમ પોતાનું નામ "જહાંગીર" એટલે દુનિઆ જીતનાર પાડી ગાદીએ બેઠો, તેના રાજ્યમાં બનેલા બનાવ—

**૧ ખુશરૂનું બંડ**—જહાંગીરના મોટા શાહજાદા ખુશરૂએ બંડ કર્યું; તેને હરાવી કેદ કર્યો અને તેની તરફના ૭૦૦ માણસોને મારી નંખાવ્યાં. ખુશરૂ બંધીખાનામાંજ મરણ પામ્યો.

**૨ નુરજહાં જોડે લગ્ન**-(નૂરજહાં એટલે દુનિઆનું તેજ)એ કાબુલના ઉમરાવની દીકરી હતી. અકબરના વખતમાં તેના માબાપ ગરીબાઇથી દિલ્હીમાં આવી રહ્યાં હતાં. નૂરજહાં અકબરના જનાનખાનામાં જતી આવતી. તે જહાંગીરની નજરે પડી. તે બાઇ પર મોહિત થઇ સલીમે પરણવા મન કર્યું; તે વાત અકબરને નહીં ગમવાથી શેર અફઘાન નામના પઠાણ વેરે નુરજહાંને પરણાવી.

શેર અફઘાન અને નૂરજહાં બંગાળે જઇ રહ્યાં. અકબરના મરણ પ-છી શેર અફઘાનને મરાવી નાખીને જહાંગીર બાદશાહ નૂરજહાં જોડે પરણ્યો, ૧૬૧૧. નૂરજહાં ચતુર અને રાજ્યનીતિમાં પ્રવિણ હ-તી. તેણીએ જહાંગીરને દારૂ પીનો અટકાવી કેટલીક નઠારી ચાલ બંધ કરાવી. નૂરજહાંના ભાઇ અસોફજાને તથા તેના બાપને મોટી જગો મળી હતી.

૩ **દક્ષિણપર સ્વારી**.–અહમદનગરના વજીર **મલિકંબરે** ૧૬૧૦ માં અહમદનગર સ્વતંત્ર કર્યું. એ વજીર હોશયાર ને હિ-મતવાન હતો. પણ તેણે દક્ષણમાં જમાબંધીની રીત બાંધી હતી. તેને જીતવા જહાંગીરે મોકલેલી ફોજ હારી. આ વખતે ઉદેપૂરની ગાદીએ પ્રતાપસિંહનો પુત્ર અમરસિંહ હતો; તેને શાહજાદા ખુરમે ૧૬૧૪ માં હરાવ્યો, તેથી પાદશાહે ખુશી થઇ ખુરમને "**શા.** **હ**" નો ખેતાબ આપ્યો, ત્યારથી તે શાહજહાં કહેવાયો. જહાંગીરે શાહજહાંને મલિકંબર સામે લડવા મોકલ્યો, તેણે મલિકંબરને હરા-વ્યો, પણ તે પૂરે પૂરો તાબે થયો નહીં.

૪ **શાહજહાંનું બંડ**—શાહજહાં બહાદુર હતો, તેથી બાદશા-હની તેના પર પ્રીતિ હતી; પણ નુરજહાંએ પોતાના આગલા ધણી શેર અફઘાનથી થયેલી દીકરી પાદશાહના ચોથા પુત્ર શહરીઆરને પરણાવી હતી, માટે તેની મરજી શહરીઆરને ગાદી અપાવવાની હતી. નૂરજહાંના ભાઈ અસોફખાંની દીકરી શાહજહાં વેરે પરણી હતી, તેથી તેની મરજી શાહજહાંને ગાદી મળે તેવી હતી. નૂરજ-હાંએ શાહજહાની ખોદણી કરવા માંડી, એટલામાં ઇરાની લોકે ૧૧૬૨ માં કંદહાર જીતી લીધું. નૂરજહાંએ જહાંગીરને કહ્યું કે કંદહાર પાછું જીતી લેવા સારૂ શાહજહાંને ત્યાં મોકલો. એ હુકમ શાહજહાંએ નહીં માનવાથી તેને શિક્ષા કરવા સારૂ મોહોબતખાં તથા પરવીઝને

મોકલ્યા. શાહજહાં હારી બંગાળે ગયો. મોહોબતખાં તેની પાછળ ગયો. એટલે શાહજહાંએ દક્ષિણમાં આવી મલિકંબર સાથે મળી જઇને બંડ કર્યું. પણ છેવટે પાદશાહની માફી માગી; એવામાં મોહોબતખાંએ બંડ ઉઠાવ્યું.

**૫ મોહોબતખાંનું બંડ**—એ મોટો ને બહાદુર સરદાર હતો. તેથી નુરજહાંને બીક લાગવા માંડી કે રખે એ રાજ્યનો ધણી થઇ પડે. એ કારણથી પૈસા ખાઈ જવાનું તેને માથે તોહોમત મુકી હજુરમાં બોલાવ્યો. મોહોબતખાં કસાયેલા ૫૦૦૦ રજપૂતોને લઈ હજુરમાં જવા નીકળ્યો. પાદશાહ જેલમ નદી ઉતરતો હતો એ વખતે તેને મોહોબતખાંએ કેદ કરી લીધો. નુરજહાંએ પોતાની પક્ષના માણસોને યુક્તિથી તેની ફોજમાં રખાવ્યા, ને તેમની મદદથી બંને નાશી ગયાં. ત્યાંથી જહાંગીર કાશ્મીર ગયો, ત્યાં તે દમના રોગથી ૧૬૨૭ માં મરણ પામ્યો.

**૬ જહાંગીરની રાજનીતિ—જહાંગીરના વખતમાં ઇંગ્લાંડની ગાદીએ જેમ્સ રાજા હતો,** તેનો વકીલ સર ટૉમસ રો ૧૬૧૫ માં વેપારનો બંદોબસ્ત કરવા સારૂ આગ્રે આવ્યો હતો, તેણે જહાંગીરના રાજ્યની હકિકત લખી છે તથા જહાંગીરે પોતાનું રોજનામું લખ્યું છે, તેપરથી જણાય છે કે તેણે રૈયતને દારૂ પીવાની મના કરી હતી તેના અમલદારો લાંચીઆ હતા. ઇજારદારો રૈયત પર જુલમ કરતા. સિપાઈઓ સુસ્ત હતા. દરબારી ઠાઠમાઠ ઠીક હતો. એના વખતમાં તમાકુ, બટાટા ને મકાઇ હિંદમાં આવ્યાં. ઇંગ્રેજ લોકોને વેપાર કરવા સારૂ એણે સુરતમાં કોઠી નાંખવા રજા આપી, ઇ૦ સ૦ ૧૬૧૧.

**૭ તેના ગુણદોષ**—તે બુદ્ધિમાન પણ ચતરો ને દારૂડીઓ હતો. રૈયત બારોબાર ફરિયાદ કરી શકે માટે પોતાના મેહેલમાં એ-

ક ઘંટ ટાંગી તેની દોરી બહાર રાખી હતી. એના રાજની કુલ પે-
દાશ ૫૦ ક્રોડની હતી. તેને ચાર શાહજાદા હતા— **૧ ખુશરૂ, ૨ પરવીઝ, ૩ શાહજહાં, અને ૪ શહરોઆર.**

**પ શાહજહાં**–૧૬૨૭-૧૬૫૮-૩૧વરસ. જહાંગીરના મરણના ખબર પડતાંજ શાહજહાં મોહોબતખાંન લઇ આવ્યો. નૂરજહાંને કેદ કરી. તે ૧૬૪૬માં મરણ પામી. શહરીઆર વગેરે શત્રુને મારી પોતે મોહોબતખાં તથા આસફખાંની મદદથી ગાદીએ બેઠો. તેના રાજના બનાવ નીચે મુજબ –

**૧ બંડ થયાં તે**–(૧) માળવાના સૂબા ખાંજહાં લોદીએ બંડ કર્યું, તેને ૧૬૩૦ માં માર્યો. (૨) વાયવ્ય પ્રાંતના ઉઝબેક લોકોએ ૧૬૪૭ માં બંડ કર્યું તે તેણે સમાવ્યું

**૨ અફઘાનસાથે લડાઇ**—કંદહાર તથા બલ્ખ ૧૬૨૭ માં જીતેલા તે ઈરાની લોક ૧૬૫૩ માં જીતી લીધાં. તે પાછાં જીતવા સારૂ શાહજાદા દારા તથા ઔરંગજેબે ચડાઇઓ કરી, પણ જીતાયાં નહીં.

**૩ બ્રાહ્મણી રાજ્ય તોડયાં**–દક્ષિણમાં હસન ગંગુએ ૧૩૪૭ માં બ્રાહ્મણી વંશનું રાજ્ય સ્થાપ્યું હતું. તેના પાંચ ભાગ પડ્યા હતા, તેમનાં નામ—વિજાપુર, ૨ ગોવળકોંડા, ૩ અહમદનગર, ૪ ઇલીચપુર, અને ૫ બેદર. એ રાજ્યોમાંથી અહમદનગર જીતવા માટે અકબર તથા જહાંગીરના વખતમાં ચડાઇઓ થઇ હતી, પણ બરાબર જીતાયું નહોતું; તે શાહજહાંએ ૧૬૩૭ માં જીત્યું; તેની સાથે ઈલીચપુર પણ મળ્યું. બેદરનું રાજ્ય ઔરંગજેબે ૧૬૫૭-માં જીત્યું; ને બાકીના બે રાજ્યો (વિજાપુર ને ગોવળકોંડા) પાસેથી ખંડણી લીધી.

આ વખતે દક્ષિણમાં મરેઠા લોક શિવાજીના હાથ નીચે બળવાન થતા હતા. શિવાજીના બાપ શાહજીએ અહમદનગરની વજીરાત કરી જાગીર મેળવી હતી.

**૫ દરબારી ઠાઠમાઠ**—શાહજહાં ડાહ્યો ને ઇનસાફી હતો. રૈયત સુખી હતી. દેશ આબાદ હતો. તેણે દિલ્લીમાં રાજધાની કરવાના ઇરાદાથી કરકસર કરી પૈસા બચાવીને ત્યાં સારી ઈમારતો બંધાવી હતી. દિલ્હીમાં મોટી જુમા મસીદ, રાજમેહેલ, ખાનગી મુલાકાતનો મેહેલ વગેરે બંધાવ્યાં. આગ્રામાં તાજમેહેલનો રોજો જે પોતાની બેગમ મુમતાજની કબર પર બંધાવ્યો, તે આખી દુનીઆમાં પ્રખ્યાત છે. આ બધી ઇમારતો અલીમર્દીખાં નામે શિલ્પશાસ્ત્રીએ બાંધી હતી. તાજમેહેલ બાંધતાં સવાત્રણ કરોડ રૂપિયા ખર્ચ થયું હતું તથા ૨૦ હજાર માણસો ૨૨ વર્ષ સુધી કામે લાગ્યાં હતાં. શાહજહાંએ પોતાને બેસવા સારૂ મોરના આકારનું એક સુંદર તખ્ત ૬॥ કરોડ રૂપીઆ ખરચીને કરાવ્યું. તે તખ્તની પૂછડીમાં હીરા, માણેક, પાનાં અને મોતી જડયાં હતાં.

**૬ દીકરાઓનાં બંડ**-શાહજહાંને ચાર પુત્ર હતા. **૧ દારા**—તે ઉદાર ને પ્રમાણિક પણ ઉતાવળીઓ, અહંકારી, તામસી ને દારૂડીઓ હતો. તે પાદશાહની પાસે રહેતો; ૨ **સુજા**—તે દારૂડીઓ ને રંડીબાજ હતો, તે બંગાળાનો સૂબો હતો; ૩ **ઔરંગજેબ**—એ ચતુર, બળવાન, સમયસૂચક, થંડા મિજાજનો, હિંમતવાન અને રૂપાળો; પણ મહા કપટી, ઢોંગી, સ્વાર્થી, ધર્માંધ, લોભી અને વિશ્વાસઘાતી હતો. તે દક્ષિણનો સૂબો હતો; અને ૪ **મુરાદ**—એ બહાદૂર પણ થોડી બુદ્ધિવાળો હતો. તે ગુજરાતનો સુબો હતો.

શાહજહાં ૧૬૫૭ માં બહુ માંદો પડયો, તેથી ચારે દીકરાઓ બાદશાહ થવાનો પ્રયત્ન કરવા લાગ્યા. સુજા પાદશાહ કહેવડાવવા આવતો હતો, તેની સામા દારાએ જયપુરના જયસિંગને મોકલ્યો. તેણે સૂજાને અલ્હાબાદ આગળ હરાવ્યો, તેથી સુજા પાછો બંગાળે ગયો. ઔરંગજેબે મુરાદને કાગળ લખ્યો કે મારે તો મક્કે જઈ ઇશ્વર ભક્તિ કરવી છે, માટે તું કહે તો તને રાજ્ય અપાવું. ભોળા મુરાદ

શેદે આ વાત ખરી ગાની, અને બંને ભાઇઓ ફોજ લઇ આવ્યા. દારાએ પોતાના સરદાર જસવંતસિંગ (જોધપુરવાળા)ને ઔરંગજેબ તથા મુરાદ સામો મોકલ્યો. ઉજ્જન આગળ લડાઇ થતાં જસવંતસિંગ હાર્યો, તેથી આગ્રા આગળ દારા લડવા આવ્યો, તેમાં તે (દારા) હારીને નાઠો. ઔરંગજેબે મુરાદ તથા શાહજહાંને સલીમગઢના કિલ્લામાં કેદ કર્યા, ને પંડે ૧૬૫૮ માં ગાદીએ બેઠો.

**ઔરંગજેબ અથવા આલમગીર**-૧૬૫૮—૧૭૦૭—૪૯ વરસ. તેના રાજ્યમાં નીચે પ્રમાણે બનાવ બન્યા—

**૧ ભાઇઓ તથા ભત્રિજાનો નાશ.**—[૧] દારાને આગ્રા આગળ હરાવ્યા પછી ઔરંગજેબે ૧૬૫૮ માં અજમેર આગળ હરાવ્યો. દારા ત્યાંથી ગુજરાતમાં થઈ સિંધમાં ગયો, પણ આખરે ૧૬૫૯ માં પકડી મારી નંખાવ્યો. (૨) સુજાને હરાવવા પોતાના દીકરા સુલેમાનને મોકલ્યો, તેને સુજાએ પોતાની દીકરી પરણાવી પોતાના પક્ષમાં લીધો, પણ આખરે હારવાથી આરાકાન નાશી ગયો; પણ ત્યાં બંડ થવાથી ૧૬૬૦ માં માર્યો ગયો. [૩] મુરાદને કેદખાનામાં મરાવી નાંખ્યો, ઈ૦સ૦ ૧૬૬૧. [૪] દારાના દીકરા સુલેમાનને ગ્વાલિયર ગઢમાં ઝેર દઇ માર્યો. આવી રીતે ભાઈઓ અને ભત્રિજાઓનું કાસળ કાઢી **આલમગીર** એટલે દુનિઆ જીતનાર નામ ધારણ કરીને ઔરંગજેબ ગાદીએ બેઠો. શાહજહાં શાહાજાદાઓના મરણના શોકથી ૧૬૬૬ માં ૭૪ વરસની ઉંમરે કેદખાનામાં મરણ પામ્યો.

**૨ આસામ પર ચડાઇ**—૧૬૬૨ માં મીરજુમલાને ફોજ આપી આસામપર ચડાઇ કરવા મોકલ્યો, પણ રોગી હવા તથા પહાડી લોક આગળ તેનું કાંઇ ચાલ્યું નહીં, પછી પાછા આવતાં રસ્તામાંજ તે મરણ પામ્યો.

**૩ ધર્માંધ રાજનીતિ–** તેણે હિંદુ મુસલમાનમાં ઘણોજ ભેદ રાખ્યો. હિંદુઓને નોકરીમાંથી કાઢી મૂક્યા. જજિયા વેરો તથા જાત્રાવેરો પાછો નાંખ્યો. અકબરની રૂડી રાજનીતિથી તેનું રાજ્ય ઘણું વધ્યું હતું; પણ ઔરંગજેબની અવિચારી રાજનીતિથી મુગલાઇ રાજ્યની પડતીનાં બી રોપાયાં.

**૪ સતનામી તથા સીખ લોકોનું બંડ.**–દીલ્હી પાસેના ભાગના સતનામી જાતના હિંદુઓ પર જુલમ થવાથી પાદશાહ પાસે ફરિયાદ કરવા ગયા, જેથી પાદશાહે એ બંડખોરોને ઘોડાના પગ તળે કચરાવી મારી નંખાવ્યા, ૧૬૭૬. પંજાબના સીખ લોકો પર જુલમ થવાથી તેમના સરદાર ગુરૂ ગોવિંદના હાથ નીચે હથિયાર બાંધી તેઓ પાદશાહની સામે થયા. તે પહેલાં એ લોકો કદી હથિયાર બાંધતા નહીં. કેટલીક લડાઇઓ થયા પછી તેઓ ટાઢા પડયા.

**૫ રજપૂતો સાથે લડાઇ**—લડાઇ થવાનું મુખ્ય કારણ એ હતું કે જોધપુરવાળો જસવતસિંહ કાબુલમાં મરણ પામવાથી તેનાં બાઇડી છોકરાં જોધપુર આવતાં હતાં, તેમને કેદ કરી જોધપુર ખાલસા કરવાનો મનસૂબો ઔરંગજેબે કર્યો. તે વાતની રજપૂતોને ખબર પડવાથી તેઓ ઉદેપુરના રાણા રાજસિંહ તથા રાઠોડના શૂરા સરદાર દુર્ગાદાસની સરદારી નીચે લડવા તૈયાર થયા. જસવંતસિંહની રાણી તથા બાળકોને છુપાવ્યાં અને તેમની જગાએ એક ધાવ તથા બે છોકરાં મોકલ્યાં. પાદશાહે પોતાના દીકરા અકબરને લસ્કર આ રજપુતો સામે લડવા મોકલ્યો. દુર્ગાદાસે અકબરને લસ્કર સાથે પોતાના પક્ષમાં લઇલીધો. તે વાતની ખબર પડતાં ઔરંગજેબે લસ્કરને સમજાવી પોતાના પક્ષમાં આણ્યું. અકબર નાશીને મરેઠાના રક્ષણમાં ગયો; ત્યાંથી ઇરાન ગયો ત્યાં તે મરણ પામ્યો. ઔરંગજેબને દક્ષિણના મુસલમાની રાજ્યો તથા મરેઠી રાજ્ય સાથે તકરાર થવાથી રજપૂતો સાથે સલાહ કરી, ઈ. સ. ૧૬૮૧.

**૬ દક્ષિણના મુસલમાની રાજ્યો જીત્યાં**-પાદશાહ મોટી ફોજ લઇ દક્ષિણમાં ગયો, ૧૬૮૩. તેણે પાંચ વરસમાં વિજાપુર અને ગોવળકોંડાના રાજ્યો જીત્યાં, ૧૬૮૮. તે રાજ્યનું નવરૂં પડેલું લશ્કર મરેઠાને જઇ મળ્યું, તેથી મરેઠા જોરપર આવ્યા. ઔરંગજેબ પાદશાહ ૨૪ વર્ષ દક્ષિણમાં રહ્યો હતો.

**૭ મરેઠાની ઉત્પત્તિ**-મરેઠાનો મૂળ પુરૂષ **શિવાજી** હતો. તેનો દાદો માલોજી અહમદનગરમાં નોકર હતો. તેને પુના તથા સુપા પ્રાંત જાગીરમાં મળ્યા. માલોજીનો પુત્ર શાહજી થયો. ઉદેપુરના રાંણા ઉરસિંહનો દીકરો દક્ષિણમાં જઇ રહ્યો હતો, તેની ૧૧મી પેઢીએ શાહજી થયો, તે અહમદનગરનો વજીર થયો હતો. તે જાદવરાયની દીકરી જીજીબાઇ વેરે પરણ્યો હતો, તેને પેટે શિવાજી ૧૬૨૭ માં જન્મ્યો. **શિવાજી** એ દાદાજી કોંડદેવ નામના બ્રાહ્મણ પાસે પુના સતારાની જાગીરમાં ઉછર્યો. તે બ્રાહ્મણે તેને તનમનની સારી કેળવણી આપી, ત્યાં તે હથિયાર વાપરતાં શીખ્યો; પછી લૂટફાટ કરી મુલક વધારવા લાગ્યો, ને વિજાપુર તાબાના કિલ્લા લીધા. તેનું બળ અટકાવવા સારૂ વિજાપુરના રાજાએ શિવાજીના બાપ શાહજીને કેદ કર્યો. દિલ્લીના બાદશાહ શાહજહાંની મદદથી શિવાજીએ પોતાના બાપને છોડાવ્યો. વિજાપુરના રાજાએ અફ્જુલખાંને ફોજ આપી શિવાજી સામે મોકલ્યો. શિવાજીએ કપટથી એકાંતમાં બોલાવી ૧૬૫૯ માં પ્રતાપગઢ આગળ દગો કરી તેને મારી નાંખ્યો. પછી વિજાપુરના રાજા સાથે સલાહ કરી. ૧૬૬૨માં ઔરંગજેબના મામા સાઇસ્તખાંને પુનામાં જખમી કર્યો. ૧૬૬૩માં સુરત લૂટ્યું. ૧૬૬૪માં શાહજી મરણ પામવાથી રાયગઢમાં રાજ્યધાની કરી ગાદીએ બેઠો ને પોતાના નામના સિક્કા પડાવ્યા. એ વખતે કોકણ ને મહારાષ્ટ્ર એને તાબે હતા. ૧૬૬૫માં વિજાપુર જીતવામાં ઔરંગજેબને મદદ

કરી. પછી ઔરંગજેબે તેને અને તેના દીકરાને રૂબરૂમાં બોલાવ્યા. બાપ દીકરો બંને ગયા. ઔરંગજેબે તેમને કેદ કર્યાં, પણ તેઓ બન્ને મીઠાઇના ટોપલામાં બેશીને નાશી ગયા. પછી શિવાજીએ વિજાપુરના રાજા પાસેથી ખંડણી લીધી. ૧૬૭૦માં ફરી વાર સુરત લૂટયું. ૧૬૭૪માં ફરીથી રાજ્યાભિષેક કરી ગાદીએ બેઠો. તાજવામાં બેસી સોના ભારોભાર તોળાયો ને તે સોનું દાનમાં દીધું. ૧૬૭૬માં કર્ણાટક લગીનો દેશ તાબે કર્યો. તેનું મોત ૧૬૮૦માં થયું. તે કદે ઠીંગણો ને ગુણે શૂરો, ચતુર, હિંમતવાન, કપટી, ને ધર્માભિમાની હતો. તેને રાજ્ય મેળવતાં ને સાચવતાં આવડતું. મરેઠી રાજ્યનો પાયો તેણે ઘણો મજબૂત નાંખ્યો. તેની પછી તેનો પુત્ર શંભાજી ગાદીએ બેઠો.

(**મરેઠા સાથે લડાઇ–શંભાજી–૧૬૮૦–૧૬૮૯–૯ વરસ.** એણે પોતાની સાવકી માને મારી તથા પોતાના ભાઇ રાજારામને કેદમાં નાંખ્યો. શંભાજી દમ વગરનો હતો. તે કલુસા નામના બ્રાહ્મણની સોબતમાં પડી ખરાબ થયો. તે બંને એક વાડીમાં બેશી દારૂ પીતા હતા, એવામાં ઔરંગજેબના સરદાર તોકારખાંએ તે બંનેને પકડયા; બાદશાહે તે બંનેને મારી નંખાવ્યા. શંભાજીની રાજધાની સતારામાં હતી. એનાં બાઇડી છોકરાંને ઔરંગજેબે પકડી કેદ કર્યાં. મરેઠાઓએ નિરાશ ન થતાં શંભાજીના ભાઇ રાજારામને ગાદીએ બેસાડયો, ને બાદશાહ સાથે લડાઇ ચાલુ રાખી.

**રાજારામ—૧૬૮૯–૧૭૦૦–૧૧ વરસ.** રાજારામ જીંજીગઢના કિલ્લામાં સંતાયો હતો. તે પર ચઢાઇ કરવા સારૂ ઔરંગજેબે જુલફીકારખાંને મોકલ્યો. તેણે એ કિલ્લો લીધો, પણ રાજારામ કેટલાક ને ખુટવી નાશી છૂટયો, ૧૬૯૮. રાજારામ ૧૭૦૦ માં મરણ પામવાથી તેની બહાદુર સ્ત્રી તારાબાઇ પોતાના પુત્ર શિવાજી બીજાને નામે રાજ કરવા લાગી.

**શિવાજી બીજો**—૧૭૦૦–૧૭૦૭–૭ વરસ. તેની પાસે સંતાજી ગોડપડે અને દાનાજી જાદવ વગેરે બહાદુર સરદારો હતા. તેગણે મોગલોને ખૂબ પજવ્યા. મરેઠાની લડાઈ કરવાની રીત એવી હતી કે શત્રુને હેરાન કરવા સારૂ સાગા ઉભા રહી નહીં લડતાં લૂટફાટ કરી નાસતા ફરવું. એવી રીતે તેણે બધા કિલ્લા પાછા મેળવ્યા. આખરે ઔરંગઝેબ ગરેઠાથી કાયર થયો, અને ૮૯ વરસની ઉંગરે અહમદનગરમાં પોતાના પાપનો પસ્તાવો કરતો ગરણ પામ્યો, ૧૭૦૭.

**૯ રાજ્યની હકિકત**—કાશ્મીરથી કન્યા કુગારી સુધી ને સિંધથી આસાગ સુધી (હાલના હિંદ જેટલું) એનું રાજ્ય હતું. એના વખતમાં ઇંગ્રેજ લોક આ દેશમાં વેપારી તરીકે રહેતા.

**૧૦ પરચુરણ**—ઔરંગઝેબ કુરાનના વચન વારંવાર સંભારતો. પંડે વિદ્વાન હતો. શીખને ગરેઠાનું જોર વધ્યું, અને રજપૂતો શત્રુ થયા, તેથી મોગલાઇ રાજ્યની પડતી આવી. તે ખાનગીમાં સાદો અને જાહેરમાં ભભકાદાર રહેતો. તેને કોઇનો વિશ્વાસ નહોતો. ગરતી વખતે વહાલા દીકરાઓને પણ તેણે પાસે રાખ્યા નહોતા. તેને ૫ દીકરા હતા—૧ **મોઆજીમ ૨ આજીમ ૩ કામબક્ષ ૪ મહમૂદ** અને **૫ મો અકબર.**

**૧૧ વખોડવા લાયક રીતો.**—(૧) જજીયા વેરો તથા જાત્રા વેરો નાખ્યો. (૨) હિંદુને સરકારી નોકરીમાંથી કાઢી મૂકયા. (૩) હિંદુના વરઘોડા બંધ પાડયા. (૪) મેળા ને જાત્રામાં વેચાતા ગાલપર બગણું દાણુ લેવા ગાંડયું. (૫) હિંદુને વટલાવવા પ્રયત્ન કર્યો, વગેરે. આવી ધર્મોધ રીતથી મુસલગાન લોકો ઔરંગઝેબને મહાન પાદશાહ કહે છે!!



## પ્રકરણ ૭ મું.

### મુગલાઇ રાજ્યની પડતી. ૧૭૦૭–૧૮૫૮.

**૭ બહાદૂરશાહ**–૧૭૦૭–૧૭૧૨–૫ વરસ. ઔરંગજેબના મરણ વખતે તેના ત્રણ પુત્ર જીવતા હતા. સૌથી મોટો **મોઆજીમ** કાબુલમાં, **આજીમ** આગ્રામાં અને **કામબક્ષ** દક્ષિણમાં હતો. આગ્રામાં શંભાજીનો પુત્ર શાહુ આજીમના કબજામાં હતો, તેણે શાહુને મદદ કરવાની સરતે ૧૭૦૭ માં છોડી મૂક્યો. શાહુએ સતારામાં જઈને તારાબાઈ પાસેથી ગરેઠી રાજ્ય ૧૭૦૮ માં લીધું, તેથી તારાબાઇએ કોલ્હાપુરમાં જૂદું રાજ્ય સ્થાપ્યું; તેના વારસ કોલ્હાપુરમાં હજી રાજ કરે છે.

**મોઆજીમે** કાબુલમાંથી ફોજ સાથે આવી આજીમને આગ્રા આગળ હરાવી મારી નાંખ્યો, અને પોતે **બહાદુરશાહ** કે **શાહઆલમ** નામ ધારણ કરી ગાદીએ બેઠો. કામબક્ષને ૧૭૦૮ માં હૈદ્રાબાદ (નીજામનું) આગળ હરાવી મારી નાખ્યો. સિકંદર લોદીના વખતમાં ૧૫ મા સૈકામાં નાનકે સીખ ધર્મ ચલાવ્યો હતો; તેનું મત એ હતું કે હિંદુ મુસલમાનને સરખા ગણવા. પણ મુસલમાનોએ જુલમ કરવાથી ૧૬૦૬ માં સીખ લોકોએ બંડ કર્યું, અને ૧૬૭૬ માં ગુરૂ ગોવિંદે મુસલમાન સામે હથિયાર બાંધવા, ડાઢી મૂછ રાખવી, વાદળી રંગના લૂગડાં પહેરવાં, હિંદુનાં દેરાં ન તોડવાં, ગૌહત્યા ન કરવી વગેરે ઠરાવ કર્યા. મુસલમાનોએ ગુરૂગોવિંદને માર્યો, તેથી સીખલોકે ગુરૂબંદુના હાથ નીચે ૧૭૧૦ માં બંડ કર્યું, તેથી પાદશાહે શાહુની સાથે ચોથ આપવાનું કબૂલ કરી સંધી કરી, તેમજ રજપૂતોની સાથે સલાહ કરી, એવામાં તે પાદશાહ ૧૭૧૨ માં મરણ પામ્યો.

**૮ જહાંદારશાહ.** ૧૭૧૨–૧૭૧૩–૧ વરસ. બહાદુરશાહને ચાર

પુત્રો હતા. ઘણાખરા કુટુંબીઓને મારી વડો પુત્ર **જહાંદારશાહ** પોતાના વજીર જુલફિકારખાંની મદદથી ગાદીએ બેઠો. તેનો ભત્રિજો ફરોકશિર બચ્યો હતો, તેણે બહાર પ્રાંતના સૂબા સૈયદ હુસેન તથા અલ્હાબાદના સૂબા સૈયદ અબ્દુલ્લા એ બે ભાઈઓની મદદથી ૧૭૧૩માં આગ્રા આગળ લડાઈ કરી જહાંદારશાહ તથા તેના વજીરને માર્યા, અને પોતે ગાદીએ બેઠો.

**૯ ફરોકશિર.** ૧૭૧૩-૧૭૧૯-૬ વરસ. શીખના સરદાર બંદુએ લાહોરથી દિલ્લી સુધી લૂટફાટ કરી તેથી મુસલમાનોએ ૧૭૧૬ માં તેને પકડી ઘાતકી રીતે માર્યો. એ પાદશાહ માંદો થયો ત્યારે તેનો રોગ **હેમીલ્ટન** નામે દાકતરે મટાડીને તેણે પાદશાહ પાસેથી કંપનીને કેટલોક મુલક અપાવ્યો. એવી રીતે ઇંગ્રેજ તથા મરેઠા રાજ્ય વધારતા હતા, તેવામાં જે સૈયદ ભાઇઓની મદદથી પોતે ગાદીએ બેઠો હતો, તેમની સાથે પાદશાહને અણબનાવ થયો. એ વખતે હુસેન દક્ષિણમાં હતો. તેણે મરેઠાને ચોથ આપવાની કબૂલત આપી, શાહુના સરદાર બાલાજી વિશ્વનાથને ૧૦૦૦૦ મરેઠાની ફોજ સાથે દિલ્લી તેડી લાવ્યો, અને એ બે ભાઇઓએ તે પાદશાહને મારી નાંખ્યો. પછી એ સૈયદોએ પાદશાહી કૂળના બે શાહજાદાઓને લાવીને વારાફરતી ગાદીએ બેસાડ્યા. તેઓ (૧૦મા ને ૧૧મા) પાદશાહ થયા, પણ મરણ પામવાથી ત્રીજા બાળક મહમૂદશાહને ૧૭૧૯ માં ગાદીએ બેસાડ્યો. એવી રીતે એ સૈયદો પોતાની મરજીમાં આવે તેને પાદશાહ બનાવતા. તેથી તેમને ઇતિહાસમાં **"પાદશાહ બનાવનાર"** કહેછે.

**૧૨ મહમૂદશાહ** ૧૭૧૯-૧૭૪૮-૨૯ વરસ. સને ૧૭૨૪ માં અસોફજા સરદારે દક્ષિણ હૈદ્રાબાદમાં નવું રાજ્ય સ્થાપ્યું, તેનું બીજું નામ ચીનકીલીચખાં ને ત્રીજું નામ નિઝામુલ્મુલ્ક હતું. તેના નામ

પરથી નિઝામનું રાજ્ય કહેવાયછે; ત્યાં હજી પણ તેના વારસ રાજ કરેછે.

એ રીતે ૧૭૩૨ માં સાદતખાંએ અયોધ્યામાં રાજ્ય સ્થાપ્યું, તે ૧૮૫૬ સુધી તેના વારસોને તાબે રહ્યું; પછી ઇંગ્રેજે લઇ લીધું. મુર્શીદકુલીખાંએ ૧૭૨૫ માં મુર્શીદાબાદમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. નિઝામને સજા કરવા સારૂ હુસેન પાદશાહને લઈને દક્ષિણ ગયો. રસ્તામાં હુસેનને કોઇએ મારી નાંખ્યો, તેથી તેના ભાઇ અબ્દુલ્લાએ નવો પાદશાહ ઉભો કર્યો. પાદશાહની વતી નિઝામે સૈયદ અબ્દુલ્લાને ૧૭૨૪માં શાહપુર આગળ હરાવ્યો અને માર્યો. અસોફજાને વજીરાત આપી, પણ પાદશાહ જુવાનીયાની સોબત કરતો તથા રખાતના કબજામાં મોહોર રાખતો, તેથી નિઝામ વજીરાત છોડી દક્ષિણમાં ગયો.

શાહુ રાજાના કારભારી પેશ્વા હતા, તેઓ જાતે બ્રાહ્મણ હતા. મરેઠા રાજાની ગાદી સતારામાં હતી. પેહેલો પેશ્વા બાલાજી વિશ્વનાથ થયો, તેણે ૧૭૧૪ માં પુનામાં પોતાની ગાદી કરી. તે ૧૭૨૦માં મરણ પામ્યો, તેથી તેનો પુત્ર બાજીરાવ પેશ્વા થયો. તે ઘણો ડાહ્યો ને શૂરો હતો. હિંદમાં સ્વતંત્ર મરેઠી બાદશાહી સ્થાપવા તેનો વિચાર હતો. અસોફજાએ બાજીરાવ સામે ખંડેરાવ ડાભાડેને ઉશ્કેર્યો, તેથી બાજીરાવે ખંડેરાવને મારી ગુજરાત તથા માળવા ૧૭૩૪ માં જીતી લીધાં અને દક્ષિણની ચોથ લીધી, તેથી નિઝામ સામે આવ્યો, તેને ૧૭૩૬ માં ભોપાળ આગળ હરાવ્યો, અને બુંદેલખંડ જીતી લીધો. કુલાબાનો આંગરિઓ તથા જંજીરાનો સીદી ચાંચીઆનો ધંધો કરતા તેમને હરાવી નમાવ્યા. પોર્ટુગીઝ પાસેથી સાષ્ટી તથા વસાઇ જીતી લીધાં.

એ વખતમાં ઇરાનનો બાદશાહ **નાદિરશાહ** ૧૭૩૮ માં હિંદુસ્તાન પર ચઢી આવ્યો, તેણે મહમૂદશાહને હરાવ્યો અને ૫૮ દિવસ

સુધી દિલ્લી શેહેર લૂટ્યું ને બાળ્યું તથા ૩૦૦૦૦ માણસોની કતલ કરી; વળી મયૂરાસન, કોહિનૂર અને રત્ન વગેરે ૩૨ ક્રોડ રૂપિઆનું દ્રવ્ય લઇ ગયો.

એવામાં ૧૭૪૦ માં બાજીરાવ મરણ પામ્યો. તેના ચાર સરદારો બહાદુર હતા. તેમણે મોટાં રાજ્ય સ્થાપ્યાં. (૧) રાણોજી સિંધિયા, એણે ગ્વાલિયરમાં; (૨) મલારજી હોલ્કર, એણે ઇંદોરમાં; (૩) રઘુજી ભોંસલા, એણે ૧૭૫૩ માં વરાડમાં; (૪) પીલાજી ગાયકવાડ, તેણે ૧૭૩૧ માં વડોદરામાં રાજ્ય સ્થાપ્યું; તેમાં નાગપુરનું રાજ્ય ૧૮૫૩ માં ઇંગ્રેજે લઈ લીધું. બાકીના ત્રણ રાજ્યોમાં આજ પણ તેમના વારસો રાજ કરેછે.

પછી ૧૭૪૮માં નાદિરશાહનો સરદાર અહમદ દુરૈની હિંદુસ્તાન પર ચડી આવ્યો, તેને શાહજાદા અહમદશાહે તથા સરદાર કમરૂદ્દીને હરાવી પાછો કાઢ્યો.

ત્યાર પછી પાદશાહ ૧૭૪૮માં મરણ પામ્યો, તેજ સાલમાં શાહુ રાજા તથા નિજામ પણ મરણ પામ્યા. શાહુની ગાદીએ રાજારામના પૌત્ર (શિવાજી બીજાનો પુત્ર) રામરાજા બેઠો.

**૧૩ અહમદશાહ** ૧૭૪૮–૧૭૫૪–૬ વરસ. રોહીલા લોકે ૧૭૫૦ માં બંડ કર્યું, તેમને હરાવવા વજીર સફદરજંગ (સાદતખાંનો પુત્ર) ગયો, પણ તે હારી પાછો આવવાથી મરેઠાની મદદ માગી. મરેઠાએ ૧૭૫૧ માં રોહીલાને હરાવ્યા, તેથી પાદશાહે મરેઠાને ઓઢિઆ પ્રાંત તથા બંગાળાની ચોથ આપી. પછી ૧૭૫૨માં અહમદ દુરૈની બીજીવાર ચડી આવ્યો, તેને પંજાબ આપી પાછો કાઢ્યો. સફદરજંગ સાથે અણબનાવ થવાથી આસોફજાના પૌત્ર ઘાજીઉદ્દીનને વજીરાત આપી, તેણે હોલ્કરની મદદથી બાદશાહને ૧૭૫૪ માં મારી નાંખ્યો. અને પાદશાહી કૂળના કોઇ માણસને ગાદી આપી, તેનું નામ આલમગી-

૨ બીજો પાડ્યું.

**૧૪ આલમગીર બીજો.** ૧૭૫૪—૧૭૫૯—૫ વરસ. અહમદ દુર્રાની પંજાબમાં પોતાનો સુબો મૂકી ગયો હતો, તેને ધાજીઉદ્દીને કાઢી મૂક્યો, તેથી ૧૭૫૬ માં અહમદ દુર્રાની ત્રીજી વાર ચડી આવ્યો. દિલ્હી ને મથુરાં લૂટ્યાં, મૂર્ત્તિઓ ભાંગી ને પ્રજાને દુ:ખ દીધું. પછી અહમદ દુર્રાની કોઇ રોહીલાને પાદશાહનો વજીર ઠરાવી પાછો ગયો. ધાજીઉદ્દીને રઘુનાથરાવની મદદથી તેને કાઢી પોતે વજીર થયો. વળી પંજાબ પ્રાંત મરેઠાઓએ લઇ લીધો, તેથી અહમદ દુર્રાની ૧૭૫૯ માં ચોથી વાર ચડી આવ્યો, એટલે ધાજીઉદ્દીને પાદશાહને મારી નાંખ્યો, ૧૭૫૯.

**૧૫ શાહઆલમ બીજો**–૧૭૫૯–૧૮૦૬–૪૭ વરસ. ધાજીઉદ્દીને આલમગીરની જગાએ શાહજાદા અલીધોરને શાહઆલમ બીજાના નામથી ગાદીએ બેસાડ્યો. ધાજીઉદ્દીને સૈયદોની પેઠે પોતાની મરજી પ્રમાણે પાદશાહ બદલ્યા, તેથી તેને પણ **"બાદશાહ બનાવનાર"** કહેછે.

આ વખતે મરેઠા લોકો બળવાન હતા. તેઓનો વિચાર આખા હિંદનું રાજ્ય હાથ કરવાનો હતો, તેથી તેમણે પંજાબ તથા દિલ્હી પોતાને કબજે લીધાં, તેથી અહમદ દુર્રાની ૧૭૬૧ માં પાંચમી વાર ચડી આવ્યો. તેની સામે થવા સારૂ બાલાજી પેશ્વાએ જબરી તૈયારી કરી. પોતાના પિત્રાઈ ભાઇ ભાઉસાહેબ (ચીમનાજીના પુત્ર)ને પોતાના દીકરા વિશ્વાસરાવને તથા ગાયકવાડ, હોલ્કર અને સિંધિયાને ત્રણ લાખ માણુસની મોટી ફોજ આપી મોકલ્યા; તેમની મદદે ભરતપુરનો જાટ સૂરજમલ વગેરે રજપૂતો ગયા હતા. અહમદ દુર્રાનીની ફોજ ૪૦૦૦૦ માણુસની હતી. તેમની મદદે રોહીલા ને અયોધ્યાનો નવાબ આવ્યા હતા. ૧૭૬૧ માં પાણીપતના મેદાનમાં મોટું યુદ્ધ થયું. એ

લડાઇમાં ભાઉસાહેબની મૂર્ખાઇથી બે લાખ માણસ, ભાઉ પોતે, વિશ્વાસરાવ, અને સિંધિયા વગેરે મરણ પામ્યા. અહમદ દુર્રાની છેલ્લી જીત કરી સ્વદેશ ગયો, તે ફરી આવ્યોજ નહીં. મરેઠાનું જોર ત્યારથી નરમ પડ્યું, અને ઇંગ્રેજ બળવાન થયા.

શાહઆલમે ૧૭૬૫ માં બંગાળા, બહાર, અને ઓઢીયા પ્રાંત ઇંગ્રેજને આપ્યા; તે ૧૭૭૧ સુધી ઇંગ્રેજને તાબે રહ્યો. પછી ૧૭૮૬ માં ગુલામ કાદરે તેને આંધળો કર્યો, ત્યાર પછી ૧૮૦૩ સુધી સિંધિયાના કબજામાં રહ્યો; પછી ઇંગ્રેજ સરદાર લોર્ડ લેકે સિંધિયાને હરાવી ૧૮૦૩ માં પાદશાહને છોડાવ્યો, તે પાદશાહ ૧૮૦૬ માં મરણ પામ્યો.

**૧૬ અકબર બીજો.** ૧૮૦૬—૧૮૩૭—૩૧ વરસ. તે માત્ર નામનો બાદશાહ હતો. તે ઇંગ્રેજના આશરાથી ૩૭ વર્ષ ગાદી પર રહ્યો.

**૧૭ મહુમદ બહાદુરશાહ**-૧૮૩૭—૧૮૫૮—૨૧ વરસ. એ અકબર બીજાનો પુત્ર હતો. તે મોગલ વંશનો છેલ્લો—સતરમો પાદશાહ હતો. તેની પછી કોઇ પાદશાહ થયો નથી. તે ઇંગ્રેજના કબજામાં હતો. ૧૮૫૭ના મોટા બળવામાં ઇંગ્રેજની સામે થવાથી તેના બે દીકરાને ઇંગ્રેજે મારી નાંખ્યા, ને તેને રંગુનમાં કેદ રાખ્યો, ત્યાં તે ૧૮૬૨ માં મરણ પામ્યો. **મોગલ વંશ પૂરો થયો.**



# વંશાવળી.

## ૧ ગુજરાતના સ્વતંત્ર મુસલમાની પાદશાહો.

૧૪૦૩-૧૫૭૩-૧૭૦ વર્ષ.

| | નામ. | બેઠો. | ઉઠયો. | રાજ્ય કર્યું. |
|---|---|---|---|---|
| ૧ | મહમૂદશાહ ૧ લો | ૧૪૦૩ | ૧૪૦૭ | ૪ |
| ૨ | મુજફ્ફરશાહ ૧ લો | ૧૪૦૭ | ૧૪૧૧ | ૪ |
| ૩ | અહંમદશાહ ૧લો | ૧૪૧૧ | ૧૪૪૧ | ૩૦ |
| ૪ | મહમૂદશાહ ૨ જો | ૧૪૪૧ | ૧૪૫૧ | ૧૦ |
| ૫ | કુતુબશાહ | ૧૪૫૧ | ૧૪૫૯ | ૮ |
| ૬ | દાઉદશાહ | ૧૪૫૯ | ૧૪૫૯ | ૧ માસ. |
| ૭ | મહમૂદશાહ. ત્રીજો | ૧૪૫૯ | ૧૫૧૩ | ૫૪ |
| ૮ | મુજફ્ફરશાહ ૨ જો | ૧૫૧૩ | ૧૫૨૬ | ૧૩ |
| ૯ | સિકંદરશાહ | ૧૫૨૬ | ૧૫૨૬ | ૦ |
| ૧૦ | મહમૂદશાહ ૪ થો | ૧૫૨૬ | ૧૫૨૬ | ૦ |
| ૧૧ | બહાદુરશાહ | ૧૫૨૬ | ૧૫૩૬ | ૧૦ |
| ૧૨ | મહમૂદશાહ૫મો (મહમૂદલતીગખાં) | ૧૫૩૬ | ૧૫૫૪ | ૧૮ |
| ૧૩ | અહમદશાહ ૨ જો | ૧૫૫૪ | ૧૫૬૧ | ૭ |
| ૧૪ | મુજફ્ફરશાહ ૩ જો | ૧૫૬૧ | ૧૫૭૩ | ૧૨ |

## ૨ વડોદરાના ગાયકવાડની વંશાવળી.

| | નામ. | બેઠો. | ઉઠયો. | રાજ્ય કર્યું. |
|---|---|---|---|---|
| ૧ | પિલાજી | ૧૭૩૧ | ૧૭૩૨ | ૧ |
| ૨ | દામાજી | ૧૭૩૨ | ૧૭૬૯ | ૩૭ |
| ૩ | શિયાજીની વતી ફતેહસિંહ. | ૧૭૬૯ | ૧૭૮૪ | ૧૫ |

| | | |
|---|---|---|
| ૪ | માનાજી | —૧૭૮૪—૧૭૯૨—૮ |
| ૫ | ગોવિંદરાવ | —૧૭૯૨—૧૮૦૦—૮ |
| ૬ | આણંદરાવ | —૧૮૦૦—૧૮૧૯—૧૯ |
| ૭ | શિયાજીબીજો | —૧૮૧૯—૧૮૪૭—૨૮ |
| ૮ | ગણપતરાવ | —૧૮૪૭—૧૮૫૬—૯ |
| ૯ | ખંડેરાવ | —૧૮૫૬—૧૮૭૧—૧૫ |
| ૧૦ | મલ્હારરાવ | —૧૮૭૧—૧૮૭૫—૪ |
| ૧૧ | શિયાજીરાવત્રીજા | ૧૮૭૫—હાલ રાજ કરેછે. |

## ધિજનીના રાજાઓ.

### ધિજની વંશ ૯૬૨—૧૧૮૬—૨૨૪ વરસ.

| | | |
|---|---|---|
| ૧ | આલપ્તગીન | —૯૬૨— ૯૭૭—૧૫ |
| ૨ | સબક્તગીન | —૯૭૭— ૯૯૭—૨૦ |
| ૩ | સુલતાન મહમૂદ | —૯૯૭—૧૦૩૦—૩૩ |
| ૪ | મસાઉદ | —૧૦૩૦—૧૦૪૦—૧૦ |
| ૫ | મોદુદ | —૧૦૪૦—૧૦૪૯—૯ |
| ૬ | આબદુલહુસેન | —૧૦૪૯—૧૦૫૧—૨ |
| ૭ | આબદુલરસીદ | —૧૦૫૧—૧૦૫૧—૭ માસ. |
| ૮ | ફરૂકઝાદ | —૧૦૫૧—૧૦૫૮—૭ |
| ૯ | ઇબ્રાહિમ | —૧૦૫૮—૧૦૮૯—૩૧ |
| ૧૦ | મસાઉદ બીજો | —૧૦૮૯—૧૧૧૪—૩૫ |
| ૧૧ | અરસલાન | —૧૧૧૪—૧૧૧૮—૪ |
| ૧૨ | બેહેરામ | —૧૧૧૮—૧૧૫૨—૩૪ |

## લાહોરની ગાદીએ.

| | | |
|---|---|---|
| ૧૩ | ખુશરૂ | —૧૧૫૨—૧૧૫૯—૭ |
| ૧૪ | ખુશરૂ મલેક | —૧૧૫૯—૧૧૮૬—૨૭ |

## ૨ ગોરી વંશ. ૧૧૫૨—૧૨૧૨—૬૦—વરસ.

૧ આલાઉદ્દીન —૧૧૫૨—૧૧૫૬—૪
૨ સૈફુદ્દીન (આરામ)—૧૧૫૬—૧૧૫૭—૧
૩ ગ્યાસુદ્દીન —૧૧૫૭—૧૨૦૨—૪૫
૪ શાહબુદ્દીન ગોરી —૧૨૦૨—૧૨૦૬—૪
૫ મહમૂદ —૧૨૦૬—૧૨૧૨—૬

## દિલ્લીના બાદશાહોની વંશાવળી.

## ૧ ગુલામ વંશ. ૧૨૦૬—૧૨૯૦—૮૪ વરસ.

૧ કુતબુદ્દીન —૧૨૦૬—૧૨૧૦—૪
૨ આરામ —૧૨૧૦—૧૨૧૧—૧
૩ અલ્તમશ —૧૨૧૧—૧૨૩૬—૨૫
૪ રૂકનુદ્દીન —૧૨૩૬—૧૨૩૬—૭ માસ.
૫ રજીઆ બેગમ —૧૨૩૬—૧૨૩૯—૩
૬ મવજબુદ્દીન —૧૨૩૯—૧૨૪૧—૨
૭ આલાઉદ્દીન —૧૨૪૧—૧૨૪૬—૫
૮ નાસરૂદ્દીન —૧૨૪૬—૧૨૬૫—૧૯
૯ ગ્યાસુદ્દીનબુલબન ૧૨૬૫—૧૨૮૭—૨૨
૧૦ કૈકુબાદ —૧૨૮૭—૧૨૯૦—૩

## ૨ ખીલજી વંશ ૧૨૯૦—૧૩૨૦—૩૦ વરસ.

૧ જલાલુદ્દીન —૧૨૯૦—૧૨૯૫—૫
૨ અલાઉદ્દીન —૧૨૯૫—૧૩૧૫—૨૦
૩ ઉમર —૧૩૧૫—૧૩૧૬—૧
૪ મુબારક —૧૩૧૬—૧૩૨૦—૪
ખુશરૂ —૧૩૨૦—૧૩૨૦—૫ માસ

## ૩ તઘલખ વંશ. ૧૩૨૦—૧૪૧૪—૯૪ વરસ.

૧ ગ્યાસુદ્દીન —૧૩૨૦—૧૩૨૫—૫
૨ મહમૂદ તઘલખ ગાંડો-૧૩૨૫-૧૩૫૧—૨૬
૩ ફિરોઝુદ્દીન —૧૩૫૧—૧૩૮૮—૩૭
૪ ગ્યાસુદ્દીનબીજો —૧૩૮૮—૧૩૮૯—૧
૫ અબુબકર —૧૩૮૯—૧૩૮૯—૫ માસ.
૬ નાસરૂદ્દીન —૧૩૮૯—૧૩૯૨—૩
૭ સિકંદર —૧૩૯૨—૧૩૯૨—૧॥ માસ.
૮ મહમૂદ બીજો —૧૩૯૨—૧૪૧૨—૨૦
૯ સરદાર દોલતખાં-૧૪૧૨—૧૪૧૪—૨

## ૪ સૈયદ વંશ—૧૪૧૪—૧૪૫૦—૩૬ વરસ.

૧ ખીજરખાં.—૧૪૧૪—૧૪૨૧— ૭
૨ મુબારક. —૧૪૨૧—૧૪૩૩—૧૨
૩ મહમૂદ —૧૪૩૩—૧૪૪૩—૧૦
૪ અલાઉદ્દીન —૧૪૪૩—૧૪૫૦— ૭

## ૫ લોદી વંશ—૧૪૫૦—૧૫૨૬—૭૬ વરસ.

૧ બહિલોલખાં -૧૪૫૦—૧૪૮૮—૩૮
૨ સિકંદર. —૧૪૮૮—૧૫૧૬—૨૮
૩ ઇબ્રાહીમ. —૧૫૧૬—૧૫૨૬—૧૦

## ૬ મોગલ વંશ—૧૫૨૬—૧૮૫૮—૩૩૨ વરસ.

૧ બાબર. —૧૫૨૬—૧૫૩૦—૪
૨ હુમાયુ. —૧૫૩૦—૧૫૫૬—૨૬

## ૭ સુર વંશ—૧૫૪૦—૧૫૫૬—૧૬ વરસ.

૧ શિરશાહ.—૧૫૪૦—૧૫૪૫—૫

૨ સલીમશાહ-૧૫૪૫—૧૫૫૩—૮

૩ આદિલશાહ-૧૫૫૩—૧૫૫૬—૩

૩ અકબર પેહેલો.—૧૫૫૬—૧૬૦૫—૪૯

૪ જહાંગીર —૧૬૦૫—૧૬૨૭—૨૨

૫ શાહજહાં. —૧૬૨૭—૧૬૫૮—૩૧

૬ ઔરંગઝેબ (આલમગીર પેહેલો.) ૧૬૫૮-૧૭૦૭-૪૯

૭ બહાદૂરશાહ--૧૭૦૭—૧૭૧૨-- ૫

૮ જહાંદાર શાહ-૧૭૧૨--૧૭૧૩-- ૧

૯ ફરોકશિર —૧૭૧૩—૧૭૧૯—૬

૧૦-૧૧ બે નાનાં બાળકો-૧૭૧૯-૧૭૧૯—૦

૧૨ મહમૂદશાહ —૧૭૧૯—૧૭૪૮—૨૯

૧૩ અહંમદશાહ —૧૭૪૮—૧૭૫૪—૬

૧૪ આલમગીર બીજો—૧૭૫૪—૧૭૫૯—૫

૧૫ શાહઆલમ બીજો—૧૭૫૯—૧૮૦૬—૪૭

૧૬ અકબર બીજો —૧૮૦૬—૧૮૩૭—૩૧

૧૭ મહમદ બહાદૂરશાહ—૧૮૩૭—૧૮૫૮—૨૧

## સતારાના મરેઠા રાજાઓની વંશાવળી.

૧૬૬૪—૧૮૪૮—૧૮૪ વરસ.

૧ શિવાજી —૧૬૬૪—૧૬૮૦—૧૬

૨ શંભાજી —૧૬૮૦--૧૬૮૯—૯

૩ રાજારામ —૧૬૮૯—૧૭૦૦—૧૧

૪ શિવાજી બીજો —૧૭૦૦—૧૭૦૮—૮

૫ શાહુ —૧૭૦૮—૧૭૪૮—૪૦

| | | |
|---|---|---|
| ૬ | રાગરાજા | --૧૭૪૮—૧૭૭૭--૨૯ |
| ૭ | શાહુ બીજો | —૧૭૭૭—૧૮૧૮—૪૧ |
| ૮ | બાલા સાહેબ (પ્રતાપસિંહ) | —૧૮૧૮—૧૮૪૦—૨૨ |
| ૯ | આપાસાહેબ. (શાહજી) | —૧૮૪૦--૧૮૪૮—૮ |

## પુનાના પેશ્વાની વંશાવળી ૧૭૧૪—૧૮૧૮—૧૦૪

| | | |
|---|---|---|
| ૧ | બાલાજી વિશ્વનાથ | ...૧૭૧૪—૧૭૨૦—૬ |
| ૨ | બાજીરાવ પેહેલો | ...૧૭૨૦—૧૭૪૦—૨૦ |
| ૩ | બાલાજી બીજો | ...૧૭૪૦—૧૭૬૧—૨૧ |
| ૪ | માધવરાવ | ...૧૭૬૧—૧૭૭૨—૧૧ |
| ૫ | નારાયણરાવ | ...૧૭૭૨—૧૭૭૩—૧ |
| ૬ | સવાઇ માધવરાવ | ...૧૭૭૪—૧૭૯૫—૨૧ |
| ૭ | બાજીરાવ બીજો | ...૧૭૯૫—૧૮૧૮—૨૩ |

---

## મુકાબલા.

**૧ મહમૂદ ઘિજની ને મહમૂદ ગોરી**—બંને ઘિજનીના બાદશાહ હતા. બંને જણે હિંદપર ચડાઈઓ કરી હતી. પેહેલાએ લૂટફાટ કરવા, દેરાં તોડવાં અને હિંદુઓને વટાલાવવા સ્વારીઓ કરી, પણ બીજાએ ભરતખંડમાં મુસલમાની રાજ્ય સ્થાપવા સ્વારીઓ કરી. બંને શૂરા અને લડવૈયા હતા, પરંતુ પેહેલો વિદ્યાપર પ્રીતિ રાખતો પણ બીજો રાખતો નહોતો.

**૨ રજીઆબેગમ અને ચાંદબીબી**—બંને બહાદૂર મુસલ-

માન સ્ત્રીઓ હતી. પેહેલી રાજકાજમાં ને બીજી યુદ્ધકળામાં બહાદૂર હતી. પેહેલી દિલ્લીની સુલતાના હતી અને બીજી અહમદનગરનો રાજ્ય કારભાર કરતી.

**અલાઉદ્દીન ખૂની ને મહમૂદ ગાંડો**—બંને દિલ્લીના બાદશાહ શૂરા અને બહાદૂર હતા. બંનેના વખતમાં રાજ્યનો ફેલાવો ઘણો થયો હતો. બંને નિર્દય ને ખુની હતા. પેહેલો અભણ છતાં ડાહ્યો અને બીજો વિદ્વાન છતાં ગાંડો હતો.

**૪ ગ્યાસુદ્દીન તઘલખ ૧ લો, ફિરોજશાહ, અને શિરશાહ**—ત્રણે દિલ્લીના પાદશાહ સારા અને રૈયતને સુખ આપનારા હતા. ગ્યાસુદ્દીન અને શિરશાહે જાત મેહનતથી રાજ મેળવ્યાં હતાં, પણ ફિરોજશાહ પોતાના કાકાની ગાદીએ બેઠો હતો. વળી બંને કરતાં ફિરોજશાહ લડાઇના કામમાં કાચો હતો.

**૫ તૈમૂર અને નાદિર**—તૈમૂર તાતારનો અને નાદિર ઇરાનનો બાદશાહ હતો. પેહેલાએ ૧૩૯૮ માં અને બીજાએ ૧૭૩૮ માં દિલ્લી પર ચડાઇ કરીને ખુબ લૂટફાટ કરી, તથા લોકોની કતલ કરી. બંને નિર્દય હતા.

**૬ શાહબુદ્દીન અને બાબર**—બંનેએ હિંદમાં મુસલમાની રાજ્ય સ્થાપ્યાં. બંને લડવૈયા ને શૂરા હતા. શાહબુદ્દીનને વિદ્યા પર પ્રેમ નહોતો. બાબર વિદ્વાન ને કવિ હતો. શાહબુદ્દીન નિર્દય હતો.

**૭ અકબર ને ઔરંગજેબ–મળતાપણું**–બંને ભરતખંડના મોટા ને જબરા પાદશાહ હતા. બંનેએ રાજ વધાર્યું. બંનેએ સરખાં વરસ રાજ કર્યું. બંને શૂરા બહાદૂર, ચતુર, દઢ, ચંચળ અને રાજનીતિમાં સરખા હતા. **જૂદાપણું**–(૧) અકબર પોતાની અક્કલ સીધે રસ્તે વાપરી કામ કાઢી લેતો. પણ ઔરંગજેબ પોતાની અક્કલ આડે

રસ્તે દોડાવી કામ કાઢી લેતો. (૨) અકબર ઉદાર, ક્ષમાવાન શરણે આવેલા શત્રુપર દયા રાખનાર હતો, ઔરંગજેબ ઘાતકી, જુલમી, ધર્માંધ અને શરણે આવેલા શત્રુપર નિર્દયતા વાપરનાર હતો. (૩) અકબરે રજપૂતો સાથે દોસ્તી કરી રાજ્ય મજબૂત કર્યું. ઔરંગજેબે રજપૂતો પર જુલમ કરી રાજ્યના દુશ્મન કર્યા. (૪) અકબરે હિંદુ-પર લેવાતો જજીઆ વેરો માફ કર્યો, હિંદુઓને મોટી નોકરી આપી, ને બધા ધર્મનો શોધ કરાવી ગમે તે ધર્મ પાળવાની છૂટ આપી. ઔરંગજેબે જજીઆ વેરો લેવા માંડ્યો. હિંદુઓને સરકારી નોકરી-માંથી દૂર કર્યા, ને હિંદુ ધર્મપર જુલમ ગુજાર્યો. (૫) અકબરને તમામ લોકો મહાન પાદશાહ ગણેછે. ઔરંગજેબને ફક્ત મુસલમાનોજ મહાન પાદશાહ ગણેછે.

૮ **ઔરંગજેબ અને શિવાજી**—બંને કપટી, યુક્તિવાન, બહા-દૂર, સ્વાર્થી, બુદ્ધિવાન અને સમય સૂચકતાવાળા હતા. રાજ વધાર-વામાં અને સાચવવામાં બંને સરખા હતા. શિવાજી કરતાં ઔરંગજેબ ધર્માંધ ને કપટી હતો. ઔરંગજેબ જેવો દુશ્મન છતાં શિવાજીએ એ-નાજ વખતમાં રાજ મેળવ્યું એ શિવાજીની બહાદૂરી હતી.

---

## બ્રાહ્મણી રાજ્યની હકિકત.

હિંદના દક્ષિણ ભાગમાં અલાઉદ્દીનના વખતમાં ૧૩૦૩થી મુ-સલમાની રાજ્યની સત્તા પ્રસરવા લાગી. મહમૂદ તઘલખની પડતી વખતે ૧૩૪૭માં હસનગંગુ (જાફરખાં) એ દક્ષિણમાં બળવો કરી કલબુર્ગમાં બ્રાહ્મણીવંશનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એ હસનગંગુ દિ-લ્હીમાં કાંગો નામના બ્રાહ્મણને ત્યાં ગુલામ હતો. બ્રાહ્મણે તેને છૂટો કર્યો અને વચન આપ્યું કે "તું રાજ્ય પામીશ." એ ભવિષ્ય ખરૂં

પડવાથી કાંગોને બોલાવીને પોતાના ખજાનાનો ઉપરી બનાવ્યો. અને પોતાના ધણીનું નામ રાખવા સારૂ બ્રાહ્મણી વંશ નામ પાડ્યું. તે વંશમાં ૧૮ રાજા થયા. તેમણે લગભગ ૧૭૮ વરસ રાજ્ય કર્યું. તેમની રાજધાની બેદર, કલબુર્ગ અને વરંગુળમાં હતી. તે રાજ્યને વિજયનગરના હિંદુ રાજ્યની મદદ હતી. પણ પાછળથી માંહોમાંહે કુસંપ થવાથી રાજ્યના પાંચ વિભાગ પડ્યા.

(૧) **આદિલશાહી**—૧૪૮૯માં આદિલશાહે વિજાપુરમાં ગાદી કરી. ૧૬૬૮માં ઔરંગજેબે એ વંશની આખર આણી.

(૨) **કુતુબશાહી**—૧૫૫૨માં કુતુબશાહે ગોવળકોંડામાં રાજધાની કરી જૂદું રાજ્ય સ્થાપ્યું. ઔરંગજેબે ૧૬૬૮માં તેની આખર આણી.

(૩) **નીજામશાહી.**—૧૪૮૭માં મલિકઅહમદે અહમદનગર વસાવી ત્યાં ગાદી કરી. તે રાજ્યમાં ચાંદબીબી નામની બાહાદૂર સ્ત્રી થઈ ગઇ છે. તથા મલિકંબર નામનો પ્રખ્યાત વજીર થયો હતો. તેણે દક્ષિણમાં જમાબંધીની રીત બાંધી છે. શાહજહાંએ ૧૬૩૬માં એ રાજ્યની આખર આણી.

(૪) **ઇમાદશાહી.**—૧૪૮૪માં ફ્રાઝુલ્લાએ વરાડ જીતી ઇલીચપુરમાં ગાદી કરી. પણ ૧૫૭૨માં નીજામશાહી સાથે જોડાઇ ગયું.

(૫) **બરીદશાહી.**—બ્રાહ્મણી વંશની રાજધાની બેદરમાં હતી. તેના છેલ્લા રાજાની નબળાઇથી અમીર બરીદે ૧૪૯૮માં બાદશાહ પદ ધારણ કર્યું. ઔરંગજેબે ૧૬૫૭માં એ રાજ્યની આખર આણી.



# પ્રખ્યાત લડાઇઓ.

**જગાનું નામ..............સાલ......પરિણાંમ.**

(૧) પાણીપત૧લી(કુરૂક્ષેત્ર)ઇ.પૂ. ૫૦૦૦...પાંડવોએ કૌરવોને હરાવ્યા
(૨) ઝેલમ......ઇ.સ.પૂ ૩૨૭...સિકંદરે પોરસને હરાવ્યો.
(૩) કરાંચી....ઇ.સ. ૭૧૨...મહમદકાસીમે દાહીરને હરાવ્યો.
(૪) વૈહિંદગઢ...ઇ સ. ૧૦૦૮...મહમૂદગિઝનીએ આનંગપાળને હરાવ્યો.
(૫) સોમનાથ...ઇ.સ. ૧૦૨૪... ” ” ભીમદેવને હરાવ્યો.
(૬) થાનેશ્વર... ” ૧૧૯૧...પૃથુરાજે શાહબુદ્દીન ગોરીને હરાવ્યો.
(૭) પાણીપતબીજી ” ૧૧૯૩...શાહબુદ્દીને પૃથુરાજને હરાવ્યો ને માર્યો.
(૮) દિલ્લી........” ૧૩૯૮...તૈમૂરે મહમૂદ તઘલખને હરાવ્યો.
(૯) પાણીપત ૩જી” ૧૫૨૬ ..બાબરે ઈબ્રાહીમ લોદીને ”
(૧૦) સીક્રી...... ” ૧૫૨૭...બાબરે સંગ રાણાને ”
(૧૧) બકસાર......” ૧૫૩૯...શિરશાહે હુમાયુને ”
(૧૨) કનોજ......” ૧૫૪૦... ” ” ”
(૧૩) પાણીપત૪થી” ૧૫૫૬...હુમાયુએ આદિલશાહને ”
(૧૪) ચિતોડ......” ૧૫૬૮...અકબરે ઉદેસિંહને ”
(૧૫) અહમદનગર.” ૧૫૯૪...ચાંદબીબીએ મુરાદને ”
(૧૬) કાશી........” ૧૬૫૭...દારાએ સુજાને ”
(૧૭) ઉજ્જન......” ૧૬૫૮...ઔરંગઝેબ અને મુરાદે જસવંતસિંહને હરાવ્યો.
(૧૮) આગ્રા ૧લી...” ૧૬૫૮...ઓરંગઝેબે દારાને હરાવ્યો.
(૧૯) અલાહબાદ...” ૧૬૫૮...... ” સુજાને ”
(૨૦) અજમેર......” ૧૬૫૯...... ” દારાને ”
(૨૧) આગ્રા ૨જી...” ૧૭૦૮...મોઆઝીમે આઝમને ”

(૨૨) આગ્રા ૩જી..." ૧૭૧૩...ફરૂકશિરે જહાંદારશાહને હરાવ્યો.
(૨૩) શાહપુર......" ૧૭૨૦...નિઝામે સૈયદ અબદુલ્લાને "
(૨૪) ભોપાળ......" ૧૭૩૬...બાજીરાવે આસેફજાંહને "
(૨૫) કર્નાલ......." ૧૭૩૮...નાદિરશાહે મોગલોને "
(૨૬) સરહિંદ......" ૧૭૪૮...અહમદશાહે અબદલીને "
[૨૭) ઉદગીર......." ૧૭૬૦...મરેઠાએ નિઝામને "
(૨૮) પાણીપત ૫મી" ૧૭૬૧... દુરાનીએ મરેઠાને "

---

## મોટી સાલવારી (લડાઇઓ સિવાય).

ઇ.સ.પૂ. ૫૬—વિક્રમ રાજા થયો ને તેનો સંવત ચાલ્યો
ઈ. સ. ૭૮—શાલિવાન થયો ને તેનો શક ચાલ્યો.
" ૫૭૦.—મહમૂદ પેગંબર જન્મ્યો
" ૬૩૨—મહમૂદ પેગંબર મરણ પામ્યો.
" ૭૪૬—વનરાજે અણહિલવાડ પાટણ વસાવ્યું.
" ૧૧૭૮—શાહબુદ્દીને ભોળાભીમ ઉપર સ્વારી કરી
" ૧૧૯૩—હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય સ્થાપન થયું ને રજપૂત વંશનો છેલ્લો રાજા પૃથુરાજ મુઓ.
" ૧૧૯૫—કુતબુદ્દીને ગૂજરાત ઉપર સ્વારી કરી.
" ૧૨૦૬—હિંદમાં પેહેલો મુસલમાની પાદશાહ કુતબુદ્દીન થયો.
" ૧૨૩૧—અલ્તમશે માળવા જીતી મહાકાળેશ્વરનું દેરૂં તોડયું.
" ૧૨૯૭—અલાઉદ્દીને ખંભાત જીત્યું ને મલેક કાફુર નામનો ગુલામ પકડાયો.
" ૧૩૦૪—કરણ ઘેલા પાસેથી અલાઉદ્દીને ગૂજરાત જીતી મુસલમાની રાજ સ્થાપ્યું.

ઇ.સ. ૧૩૧૨—કાફુરે રામેશ્વર સુધીનો મુલક જીત્યો.

" ૧૩૪૭—હસનગંગુએ બ્રાહ્મણી વંશનું રાજ્ય સ્થાપ્યું.

" ૧૩૯૮—તૈમુરે દિલ્લીપર સ્વારી કરી.

" ૧૪૦૩—ગૂજરાતમાં મુસલમાની સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

" ૧૪૧૨—અહમદશાહે અમદાવાદ વસાવ્યું.

" ૧૫૫૬—બાબરે હિંદુસ્તાનમાં મુગલાઇ રાજ્ય સ્થાપ્યું.

" ૧૫૩૫—હુમાયુએ ગૂજરાતના બહાદુરશાહને મંદેસર આગળ હરાવ્યો.

" ૧૫૪૨—મોટો અકબર બાદશાહ ઉમરકોટમાં જન્મ્યો.

" ૧૫૬૬—અકબરે આગ્રાનો કિલ્લો બંધાવી ત્યાં રાજધાની કરી.

" ૧૫૬૮—ઉદેસિંગે ઉદેપુર વસાવ્યું.

" ૧૫૭૩—મોટા અકબરે ગૂજરાત પ્રાંત જીત્યો.

" ૧૬૦૦—અંગ્રેજલોકો હિંદમાં વેપાર કરવા આવ્યા, ટોડરમલ તથા માનસિંહે યુસફજી લોકોના સરદાર જલાલને મારી તેમને તાબે કર્યા.

" ૧૬૧૧—જહાંગીર નૂરજહાંને પરણ્યો. અંગ્રેજ લોકે વેપાર કરવા સારૂ સુરતમાં કોઠી નાંખી.

" ૧૬૨૭—શિવાજી જન્મ્યો.

" ૧૬૩૯—અંગ્રેજે મદ્રાસ વેચાતું લઇ ત્યાં વેપારની કોઠી નાખી.

" ૧૬૬૮—મુંબઇ બેટ અંગ્રેજને મળ્યો.

" ૧૭૨૪—નિઝામુલમુલ્કે હૈદ્રાબાદમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

" ૧૭૩૧—પિલાજીએ વડોદરામાં ગાદી કરી.

" ૧૭૩૨—સાદતખાંએ અયોધ્યામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

ઈ.સ. ૧૭૩૮—નાદીરશાહે હિંદુસ્તાન પર ચડાઈ કરી.

" ૧૭૫૭—ગુજરાતમાં છેલ્લો સુબો જુવાંમર્દખાં થયો તેની પાસેથી મરેઠાઓએ રાજ્ય લઈ લીધું.

" ૧૭૬૧—પાણીપતની છેલ્લી ને પાંચમી મોટી લડાઇ થઇ, તેમાં અહમદ દુરાનીએ મરેઠાનો ઘાણ કાઢ્યો.

" ૧૭૬૫—બંગાળા, બહાર, ઓઢીઆ ને ઉત્તર સિરકાર પ્રાંત અંગ્રેજોને મળ્યા.

" ૧૮૦૦—સુરતના નવાબ પાસેથી સુરત લઈ ખાલસા કર્યું.

" ૧૮૦૧—વાવ્ય પ્રાંત અંગ્રેજને અયોધ્યાના નવાબ પાસેથી મળ્યો.

" ૧૮૧૮—પેશ્વાનું રાજ્ય અંગ્રેજે ખાલસા કર્યું તથા અમદાવાદ લીધું.

" ૧૮૧૯—મે માસની તા. ૨૪મીએ મહારાણી વિકટોરીયા જન્મ્યા.

" ૧૮૩૭—પોતાના કાકાની ગાદીએ મહારાણી બેઠાં.

" ૧૮૪૩—સિંધ અંગ્રેજે ખાલસા કર્યો.

" ૧૮૪૮—સતારા અંગ્રેજે મરેઠા પાસેથી લીધું.

" ૧૮૪૯—પંજાબ અંગ્રેજે ખાલસા કર્યો.

" ૧૮૫૩—વરાડ ને નાગપુર અંગ્રેજને મળ્યાં.

" ૧૮૫૬—અયોધ્યા ત્યાંના નવાબ પાસેથી અંગ્રેજે લઇ લીધો.

" ૧૮૫૭—હિંદુસ્તાનમાં મોટું બંડ થયું.

" ૧૮૫૮—મહારાણી વિકટોરીઆએ હિંદના રાજ્યની લગામ કંપની પાસેથી પોતાના હાથમાં લીધી; દિલ્લીનો અને મોગલવંશનો છેલ્લો પાદશાહ મહમુદ બહાદુરશાહ બંડમાં સામેલ હોવાથી તેનું રાજ્ય લઈ લીધું. મોગલ વંશની સમાપ્તિ થઈ.

" ૧૮૬૧—પંચમહાલ જીલ્લો અંગ્રેજને મળ્યો.
" ૧૮૮૬—બ્રહ્મદેશ અંગ્રેજે તાબે કર્યો.

---

## હિંદ ઉપર થએલા પરદેશી હુમલા.

(૧) સિરિયાના રાજા નૈનસની રાણી સેમિરામીસ ઈ.સ.પૂ. ૨૨૦૦ માં ચડી આવી.
(૨) મિસર દેશનો સિસોત્રીસ પાદશાહ ચડી આવ્યો.
(૩) ઇરાનનો દારા રાજા ઈ.સ.પૂ. ૫૧૮માં ચડી આવ્યો.
(૫) ગ્રીસનો મહાન સિકંદર " ૩૨૭માં ઈરાન જીતી હિંદપર ચડી આવ્યો, ને જેલમ (હિડાસ્પીસ) નદી આગળ પંજાબના રાજા પોરસને હરાવી પોતાના દેશમાં ગયો.
(૫) બાક્ત્રીયન લોકે ઇ.સ.પૂ. ૧૮૧થી કેટલીક ચડાઇઓ પંજાબપર કરી.
(૬) સિથિઅન લોકે ઇ.સ.પૂ. ૧૦૦થી હુમલા કરેલા જણાય છે.
(૭) મહમૂદ કાસીમે ઇ. સ. ૭૧૨માં સિંધ પર ચડાઇ કરી ત્યાંના દાહીર રાજાને માર્યો.
(૮) સબકતગીને ઇ.સ. ૯૭૭માં પંજાબઉપર ચડઇ કરી.
(૯) મહમૂદ ગિજની ૧૦૦૧થી ૧૦૨૪ સુધીમાં હિંદપર ૧૭ સ્વારી કરી પુષ્કળ દ્રવ્ય લઇ ગયો.
(૧૦) શાહબુદ્દીન ગોરીએ ઇ.સ. ૧૧૭૬થી ૧૧૯૫ સુધીમાં હિંદપર નવ સ્વારીઓ કરી મુસલમાની રાજ્ય સ્થાપ્યું.
(૧૧) તાતાર દેશનો મોગલ રાજા જંઘિસખાં ઇ.સ. ૧૨૧૮માં અલ્તમશના વખતમાં પંજાબ સુધી ચડી આવ્યો હતો.
(૧૨) મુગલ લોકે ઇ.સ. ૧૨૯૭થી ૧૩૦૪ સુધીમાં અલાઉદ્દીન ખુનીના વખતમાં ૭ હુમલા કર્યા. તેમાં ૧૨૯૮માં પુતલુઘખાં ઠેઠ દિલ્લી સુધી આવ્યો હતો.

(૧૩) તૈમુર ઇ.સ. ૧૩૯૮માં મહમૂદ તઘલખ છેલ્લાના વખતમાં ચ-
ડી આવી લૂટ અને કતલ ચલાવી પાછો ચાલ્યો ગયો.
(૧૪) બાબરે ઇ.સ. ૧૫૨૬માં ઇબ્રાહીમ લોદીપર ચડાઇ કરી. તેણે
દિલ્લીમાં ગાદી કરી મોગલ રાજ્ય સ્થાપ્યું.
(૧૫) પોર્તુગીઝ, અંગ્રેજ અને ફ્રેંચ લોકો વેપાર અર્થે હિંદ-
માં આવ્યા. તેઓ માંહોમાંહે લડયા. તેમાં અંતે અંગ્રેજ
લોક આખા ભરતખંડના ધણી થયા.
(૧૬) નાદિરશાહ ઇ.સ. ૧૭૩૮માં મહમૂદશાહના વખતમાં ચડી આ-
વ્યો. તે પુષ્કળ લૂટ મેળવી સ્વદેશ ગયો.
(૧૭) અહમદ દુરાનીએ ઇ.સ. ૧૭૪૭—૧૭૫૨—૧૭૫૬—૧૭૫૯
અને ૧૭૬૧માં પાંચ ચડાઇઓ કરી.

---

## ઇતિહાસ ભણવાના ફાયદા.

સ્મરણ શક્તિ વધે છે. રાજા પ્રજા વચ્ચેનો સંબંધ સમજાય છે. પાછલાં રાજ્યોની હાલત કેવી હતી, કાયદા કેવા હતા, રૈયત સુખી હતી કે દુઃખી વગેરે સમજાય છે. વળી એથી માણસ સદ્ગુણી અને રાજનીતિ જાણનાર થાય છે. જગતમાં કેવી રીતે રહેવું તે ઇતિહાસ શીખવે છે. ઉદાહરણ સાથે ઇતિહાસ બોધ આપેછે. હજારો વિચારવા જેવી વાતો ઈતિહાસથી આવડે છે. ગર્વ તૂટે છે. ઈશ્વર તરફ પરમ ભાવ ઉત્પન્ન થાય છે. મન પ્રફુલ્લિત રહેછે. શાંતી વળે છે. નમ્રતા આવે છે, પરોપકાર સૂઝેછે.

## ઇતિહાસના પ્રશ્નો.

(૧) ઇતિહાસ એટલે શું?

ઉ૦—આગલા કાળમાં કયા કયા રાજાઓ થયા. તેમણે કેવી રીતે
રાજ્ય ચલાવ્યું. તેમણે શાં શાં મોટાં કામ કર્યાં. લોકની સ્થિતિ કે-

થી હતી વગેરે જાણવું તેનું નામ ઇતિહાસ અથવા ઈતિહાસ એટલે જૂની વાત જે પ્રમાણે બની હોય તેજ પ્રમાણે કહેવી તે.

(૨) પ્રાચીન ને અર્વાચીન ઇતિહાસ ક્યારથી ગણાય છે?
ઉ૦—તેરમા સૈકા આગાઊનો ઈતિહાસ તે પ્રાચીન અને ત્યાર પછીનો ઇતિહાસ અર્વાચીન જાણવો.

(૩) ઈ. સ. પૂર્વે કયા કયા મોટાં રાજ્યો હતાં? તેમના કાયદા કેવા હતા ? અને તે વખતની રૈયતની સ્થિતિ કેવી હતી ?

(૪) મુસલમાની ને બૌધ ધર્મ ચલાવનારા કઇ સાલમાં થયા ?

(૫) સંવત, શક, સન, અને હીજરી એ શું છે? તે કોણે ને કયારે ચલાવ્યા ?

(૬) મહમૂદ ગીઝનીએ કેટલી સ્વારીઓ ને કઇ સાલમાં કરી ?

(૭) મહમૂદ ગોરીએ " " " " " " ?

(૮) મહમૂદ ગોરીએ ચડાઈ કરી તે વખતે હિંદમાં રજપૂત રાજ્યો કેટલાં, કયાં અને કઇ જાતનાં હતાં? તે રાજ્યોમાં કુસંપ થવાનું કારણ શું ?

(૯) ગૂજરાતની ગાદીએ કયા વંશનો કયો છેલ્લો રજપૂત રાજા થયો ? તેનું રાજ કોણે, ક્યારે ને શી રીતે જીત્યું ?

(૧૦) પાણીપત અને આગ્રાની કેટલી લડાઈઓ, કઇ સાલમાં, કોની કોની વચ્ચે થઇ, તેમાં પરિણામ શું આવ્યું ?

(૧૧) હિંદુસ્તાનનો પેહેલો મુસલમાની પાદશાહ કોણ ગણાય ?

(૧૨) હિંદુસ્તાનમાં પેહેલું મુસલમાની રાજ્ય કોણે સ્થાપ્યું ? ક્યારે અને કેવી રીતે ?

(૧૩) કયા કયા મુસલમાન બાદશાહોએ રાજ્ય વધાર્યું ?

(૧૪) હિંદુસ્તાનમાં કયા કયા વંશના બાદશાહો થયા, તે બધા વંશ ક્યાંથી ક્યાં સુધી ચાલ્યા, તેમાં જબરા રાજા કયાં થયાં, અને

સૌથી વધારે તથા ઓછાં વરસ કયો વંશ ચાલ્યો ?

(૧૫) કયા કયા પાદશાહોના વખતમાં વજીરોનું જોર હતું ?

(૧૬) કયા કયા પાદશાહોના વખતમાં પરદેશી હુમલા કઈ સાલમાં થયા, તે લખો ?

(૧૭) રૈયતને સુખ થાય એવાં પરોપકારી કામ કયા પાદશાહોએ કર્યા?

(૧૮) મરેઠી ને પેશ્વાઇ રાજ્યની આખર કોણે કઇ સાલમાં આણી ? અને તેની હાલ કઇ કઈ શાખાઓ છે ?

(૧૯) ગાયકવાડ, સિંધિયા, હોલ્કર ને નિજામના રાજ્યના મૂળ પુરૂષ કયા ?

(૨૦) ગુલામ, ખીલજી, તઘલખ, મોગલ, ગૂજરાતના સ્વતંત્ર પાદશાહો, મરેઠા, પેશ્વા ને ગાયકવાડની વંશાવળી લખો ?

(૨૧) દક્ષિણ દેશ પ્રથમ કોણે ને ક્યારે જીત્યો તથા તે પછી કયા કયા પાદશાહોએ જીત્યો હતો ?

(૨૧) બ્રાહ્મણી વંશનો સ્થાપનાર કોણ, કઈ સાલમાં, ને તેના ફાંટા કયા કયા પડયા ?

(૨૩) ગૂજરાત પ્રાંત કોણે કોણે કઇ કઇ સાલમાં જીત્યો, અને કઇ કઇ સાલમાં કોણે કોણે સ્વતંત્ર કર્યો ?

(૨૪) ફકીરી ચાલનો કયો બાદશાહ હતો ને તેના રાજ્યમાં ધણી રણી કોણ હતું?

(૨૫) મહમૂદ ગાંડો અને અલાઉદ્દીન ખુની શા માટે કહેવાય છે?

(૨૬) સોમનાથનું દેરૂં કોણે કોણે કઇ કઇ સાલમાં તોડયું ?

(૨૭) મહાકાળેશ્વરનું દેરૂં કોણે તોડયું ?

(૨૮) ખીલજી, તઘલખ, મોગલ, સુરવંશ, મરેઠી રાજ્ય ને પેશ્વાઈ રાજ્ય કોણે કઈ સાલમાં કેવી રીતે સ્થાપ્યાં ?

(૨૯) ઔરંગઝેબને શિવાજીનો મુકાબલો કરો ?

(૩૦ અકબર ને ઔરંગજેબની રાજનીતિ લખો ?

(૩૧) મુગલાઇ રાજ્યનો પાયો મજબૂત કરનાર કોણ ને રાજ્ય મજબૂત કયા કયા કારણથી થયું? તથા મુગલાઇ રાજ્ય તૂટવાનાં કારણ કયાં ને તે શાથી ઉત્પન્ન થયાં ?

(૩૨) અકબરના વજીરના નામ લખો? તે વજીરો શાથી પ્રખ્યાતછે?

(૩૩) હિંદુઓ અકબરને વખાણે છે ને ઔરંગજેબને વખોડે છે તેનું કારણ શું?

(૩૪) કયા મોગલ બાદશાહોના વખતમાં તેમના શાહજાદાઓએ બંડ કર્યાં ?

(૩૫) ઔરંગજેબ શા હકથી ગાદી પર આવ્યો ? વ્યાજબી હક કોનો હતો ?

(૩૬) બાદશાહ બનાવનાર કોણ કોણ વજીર થયા, ને એવાં નામ શાથી પડયાં ?

(૩૭) મુસલમાન બાદશાહોમાં કયા સારા, કયા નઠારા, કયા નબળા ને કયા જોરાવર થયા ? તેમ કહેવાનું કારણ શું ?

(૩૮) રામ, કૃષ્ણ, પાંડવ, કૌરવ, સિકંદર, અશોક, વિક્રમ, શાળીવાહન, ભોજ, પ્રતાપસિંહ, સંગ, કુંભો. મંડળીક, કાળીદાસ, ચંદ્રગુપ્ત અને કરણઘેલો એમના વિષે શું જાણો છો?

(૩૯) મહમૂદ કાસીમ, કાપુર, બાજીરાવ, મહોબતખાં, માનસિંગ, ભગવાનસિંગ, ટોડરમલ, બીરબલ, અબુલફૂજલ, ફૈજી, બહેરામ, હેમુ, પિલાજી, અસોફજા, મલારજી, રાણોજી, શિવાજી, દુર્ગાદાસ એમની હકીકત લખો ?

(૪૦) રજીઆબેગમ, ચાંદબીબી, નૂરજહાં, તારાબાઇ એમની હકીકત કહો ?

(૪૧) જેલમ, સોમનાથ, કનોજ, ઉજ્જન, મંદેસર, ભોપાળ, સીકરી બકસાર, હલદીઘાટ, એ લડાઇઓ કઇ સાલમાં, કોની વચ્ચે અને પરિણામ શું થયું ?

(૪૨) ઇ.સ.પૂ. ૩૨૭—૫૬—ઇ.સ. ૫૭૦-૧૧૯૩-૧૨૦૬-૧૨૧૮
૧૩૦૪—૧૩૪૭--૧૩૯૮—૧૪૧૨—૧૫૨૬-૧૫૭૩-૧૬૨૭
૧૬૬૪-૧૭૬૧-૧૭૪૮ એ સાલોમાં શા શા બનાવ બન્યા?

(૪૩) વેદ કેટલા, ગ્નાતો કેટલી, મહાભારત ને રામાયણમાં શી હકીકત છે તથા તે ગ્રંથો બનાવનાર કોણ? એ બે પુસ્તકોનો કયા પાદશાહે કોની પાસે ફારસીમાંથી તરજુમો કરાવ્યો?

(૪૪) દિલ્લીનું રાજ્ય સૌથી નબળું કોના વખતમાં થઇ ગયું હતું?

(૪૫) કુતુબુદ્દીન, ગ્યાસુદ્દીન તઘલખ ૧લો, ફિરોજશાહ, સુરવંશનો સલીમશાહ, અકબર, શાહજહાં એમના કરેલા કામમાંથી કયાં કામ આજ સૂધી રહેલાં છે?

(૪૬) અકબરે કયા દેશો જીત્યા, કઇ સાલમાં, અને તેમાં કયા સરદારો હતા?

(૪૭ શાહજહાંએ કયા કયા મકાન બંધાવ્યાં છે?

(૪૮) અકબરની વખાણવા લાયક રીતો તથા ઔરંગજેબની વખોડવા લાયક રીતો લખો?

(૪૯) શાહજહાંએ કઇ નવી રીત દાખલ કરવાથી પોતાને દુઃખ થયું?
૪૦ પોતાના દીકરાઓને મોટા સૂબા બનાવ્યા તેથી છેવટે તેઓ સામા થયા; અને તેનું મોત કેદખાનામાં થયું?

(૫૦) અકબર. જહાંગીર, શાહજહાં અને ઔરંગજેબના રાજ્યની પેદાશ કેટલી હતી? અને એ ચારેના વખતમાં દક્ષિણમાં કોની કોની સાથે લડાઇ થઈ?

(૫૧) ઔરંગજેબે કયા કયા મૂલક કઇ કઈ સાલમાં જીત્યા ને કોની કોની સાથે લડાઇઓ થઇ?

(૫૨) શીખ ધર્મની ઉત્પત્તિ કયારે થઇ, ધર્મનો હેતુ શો? તેમજ એ લોકોને કોની કોની સાથે લડાઇઓ થઇ?

(૫૩) અયોધ્યા, બંગાળા, બહાર, ઓઢીઆ, ઉત્તર સિરકાર, કર્ણાટક, વાયવ્યપ્રાંત, સિંધ, પંજાબ, સત્તારા, વરાડ, એ મુલકો અંગ્રેજને શી રીતે મળ્યા?

સંપૂર્ણ.

## કાઠીઆવાડ ઇલાકાની ભૂગોળ વિદ્યા.

**સુધારા વધારા સાથે** બીજી આવૃત્તિ હમણાંજ બહાર પડી. એમાં ધાતો અને ડીક્ટેકશન (શબ્દો) પણ આપેલા છે. બહુજ ઉપયોગી થઈ પડી છે. નહી ગમે તો ચોપડીઓ બેલાશક પાછી લેવામાં આવશે. કિંમત દર નકલના **બે આના,** પણ એક રૂપિઆની રાખે તો અઢાર પ્રત. પચાસ રાખે તો એક રૂપિઆની વીશ પ્રત મુજબ. ૭૫ રાખે તો બાવીશ પ્રત મુજબ, અને ૧૦૦ રાખે તો ૨૪ પ્રત મુજબ આપવામાં આવશે. પોસ્ટેજ માફ. વેલ્યુપેએબલ પાકીટથી મોકલાશે. જોઇએ તેમણે સત્વર મંગાવી લેવી.

☞ બાળકની ગમ્મતની ખાતર એમાં ઉખાણા પણ આપવામાં આવ્યા છે! જોઇએ તેમણે આ ચોપાનીયાની ઓફિસમાંથી મંગાવીલેવી.



## મુંબઈ ઇલાકાની ભૂગોળ વિદ્યા.

### આઠમી આવૃત્તિ.

**ગુજરાતના વાઘેલા વંશ સુધીના ઇતિહાસ સાથે** સુધારેલી પ્રગટ થઈ છે. આ ચોપડી કેટલી ઉપયોગી હશે તે અગારે કહેવું નથી. કેમકે એની આઠમી આવૃત્તિ થઇ એજ તમને મુંગો ને ગનગાનતો ઉત્તર આપશે. ભૂગોળ વિદ્યાની સાથે ઇતિહાસ આપવાથી **"એક પંથ અને બે કામ"** થયેલ છે. છૂટક નકલની કિંમત સવા બે આના રાખ્યા છે પણ સામટી રાખનારને એક રૂપિઆની અગિઆર પ્રત અને પોસ્ટેજ મફત. બે રૂપિઆ કરતાં વધારે રાખો તો દર પ્રતનો ફકત સવા આનો, પોસ્ટેજ મફત. ગ્રાહકોએ વેલ્યુપેબલથી તુરત આ ચોપાનીયાની ઓફીસમાંથી મંગાવી લેવી.

# ભૂમિતિ પ્રકાશ.

## ભાગ ૧ લો.

વ્યાખ્યા, પત્યક્ષ પ્રમાણ, સ્વિકૃત પક્ષ, પ્રતિજ્ઞા અને આધાર પ્રશ્નોત્તર સહિત ગુજરાતી છઠ્ઠા અને ઈંગ્રેજી ઊંચા ધોરણના વિદ્યાર્થિઓ તેમજ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થવાની ઉમેદ રાખનારાઓને અતિ ઊપયોગી છે. દર નકલના ચાર આના, પણ એક રૂપિયાની રાખો તો પાંચ પ્રત, પોસ્ટેજ માફત.

## પિંગળનો સાર.

પણ અમારા તરફથી પ્રગટ થઇ ચૂકયો છે. કિંમત દર નકલના બે પૈસા પણ દસ નકલના રાખનાર પાસેથી દર પ્રતનો **ફકત એક પૈસો** !! સસ્તું ભાડું અને પિંગળના સારની યાત્રા છઠ્ઠા ધોરણના વિદ્યાર્થિઓ માટે ! આ વાત કોણ ચુકશે? દોડો મારા દોસ્ત એક પૈસામાં શું વિસાત છે? આગળથી કિંમત મોકલશો તોજ પિંગળના સારની પધરામણી થશે? નજીવી રકમપર મનીઓર્ડર ફીના બે આના નજ પાલવે તો?

## સંધી પ્રકરણ.

ગુજરાતી પાંચમા અને છઠ્ઠા ધોરણ માટે. જોઇએ તો બે પૈસા દર પ્રતના ગણીને આ પત્રની ઓફિસમાંજ મોકલાવવા. વધારે તે શું કહીએ? જોઇએ હવે કોણ ગૃહસ્થો કેટલી નકલ ખરીદેછે? ખપાવેછે? કાગળ આવ્યાથી જાણીશું? અત્યારે તો રામ રામ—

**પુરૂપોત્તમ કાહાનજી ગાંધી લીંબડી—કાઠીયાવાડ.**



## "સુબોધપ્રકાશ" ઑફીસમાં વેચવાનાં પુસ્તકો.

